શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજી ગ્રન્થમાલા ગ્રન્થાંક ૧૭

# તત્ત્વજ્ઞાન દીપિકા




રચયિતા

શાસ્ત્ર વિશારદ યોગનિષ્ઠ શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિશ્વરજી



છપાવી પ્રસિદ્ધ કર્તા

**શ્રી અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડલ**

હા. વકીલ મોહનલાલ હીમચંદ પાદરા

---

આવૃત્તિ બીજી ॐ પ્રત ૧૦૦૦

વીર સં ૨૪૫૪ વીક્રમ સં ૧૯૮૪ ઈ. સ. ૧૯૨૮

કિંમત રૂ ૦-૧-૦

# પ્રસ્તાવના.

હાલની પ્રવૃત્તિમય દુનીઆમા વ્યાવહારિક કેળવણીમા આગળ વધેલા અને ભાષાજ્ઞાનમા ઉત્તમ કહેવાતા, એવા અભ્યાસીઓ પણ પોતાના ધર્મના ખરા સિદ્ધાતોને જાણવા, અને તેનુ રહસ્ય સમજવા પ્રયત્નવાન્ વા પ્રીતિવાન્ બન્યા હોય એમ પ્રાય પરિપૂર્ણ અવબોધાતું નથી, તેમજ માત્ર આજીવિકા અર્થેજ ઉદર પોષણ આપનાર જ્ઞાન સપાદન કરવુ, ખાવુ, પીવુ અને મોજ કરવી તેમાજ જીવનની સાર્થકતા માનનારા ઘણા મનુષ્યો દેખાય છે આનુ કારણ શુ ? આ સ્થીતિનો વિચાર કરતા એમ કહેવુ પડે છે કે, ધર્મજ્ઞાન, તેના સિદ્ધાન્તો, અને તેનુ રહસ્ય, જાણવાની અપ્રીતિને લઇ (તથા પ્રકારની ઓછી સામગ્રીને લઇ વા અવકાશની ખામીને લઇ ), સદ્ગુરૂઓના સબંધોથી દૂર રહેવાની ટેવ વધતી જતી હોવાથી ધર્મના ઉડા રહસ્યને સમજવુ તો રહ્યુ પણ કેટલીક સામાન્ય બાબતોથી પણ આપણે અજ્ઞાત રહીએ છીએ તેમ થવાથી આપણે અને ઉત્તરોત્તર આપણા બાળકો ધર્મશ્રદ્ધાહીન થતા જઇએ તે સભવિત છે

સુવર્ણ અને રૂપાની પરીક્ષા કરવાની કડાકુટમા ન પડતા એકજ માનવુ એ જેટલુ ભૂલ ભરેલુ છે તેટલુજ ધર્મસિદ્ધાતો જાણવામા કડાકુટ સમજી સત્ય જાણવાથી દૂર રહેનારાઓ પોતાના જીવનને ગમે તેવી ડામાડોળ સ્થિતિમા રાખે તે કનિષ્ઠમા કનિષ્ઠ છે અર્થાત્ નુકસાનકર્ત્તા છે

જૈનધર્મ અને જૈનેતરધર્મો વચ્ચે શુ અતર છે ? કઈ બાબતોમા જુદાઇ છે ? જૈનધર્મ વિશેષ ઉત્તમ શામાટે છે ? ધર્મનુ ખરૂ રહસ્ય શું છે ? આપણું કર્ત્તવ્ય શુ છે ? એનુ જ્ઞાન બાળપણથીજ આપણા બાળકોને મળવુ આવશ્યક છે, કેમકે, તેમ થવાથી દુનીઆમા ગમે તે ધર્મવાળા સાથે ભેળાવા છતા આપણા જૈનબધુઓ પોતાના ધર્મથી ઠગી શકશે નહીં, એટલુજ નહિ પણ તેઓ સર્વ ધર્મવાળાઓ સાથે પ્રીતિ રાખવા સાથે પોતાના ધર્મનુ ખરૂ રહસ્ય બીજાઓને સમજાવી તેઓને જૈનધર્મમા લાવી શકશે

શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજીએ આ "તત્ત્વજ્ઞાનદીપિકા" ગ્રન્થ ખાસ કરીને વિદ્યાર્થીઓ ધર્મને લગતી બાબતો સમજી શકે, અને તેઓને માટે મોટી ઉમરે કામ લાગે તેમજ તેવી બાબતો જાણવા કોઈ પુરતું-જમાનાને અનુસરતું-સાધન ન હોવાથી તે ખુટ પાડવા માટે ઉત્તમ શૈલીમા તૈયાર કરી સમાજ ઉપર ઉપકાર કર્યો છે જે ગ્રન્થ મડળને પ્રગટ કરતા હર્ષ ઉપજે છે

જૈન એટલે શુ ? જીન એટલે કોણ? જુદા જુદા ધર્મોમા મનાતા દેવ, ઇશ્વર, પરમાત્મા, ભગવાન અને જિનદેવમા શો ભેદ છે? ઈશ્વર સૃષ્ટિકર્ત્તા હોઇ શકે કે નહી ? જૈનધર્મની પ્રાચીનતાના પ્રમાણો કયા છે? તથા બીજા ધર્મની કેટલીક જાણવા યોગ્ય માન્યતામા અને જૈનધર્મમા શો ભેદ છે? જૈનતત્ત્વોની શ્રેષ્ઠતા કઈ રીતે છે? તેનું આ ગ્રન્થમા શ્રીમદ્ બાલજીવોને પણ સમજ પડે તેવી સરળ ભાષામા વર્ણન કરેલ છે

અમો કહી શકીએ છીએ કે આ ગ્રન્થ ભણનાર, અને વાચનાર, ઘણું નવુ જાણશે, શીખશે, અને અનુભવશે, એટલુજ નહીં પણ જૈનધર્મ વિષે જે કેટલીક ખોટી માન્યતાઓ ચાલે છે તે કેટલી અસત્ય છે તે સમજી શકશે અને બીજાઓને સમજાવી શકશે, તેમજ અન્યમતવાળાઓ આ પુસ્તકને જો ધ્યાનપૂર્વક મનન કરશે તો જૈનધર્મ વિષે અજ્ઞાનપણાથી જે આક્ષેપો કરે છે તે કરવાની ભૂલ કરી શકશે નહીં

આ ગ્રન્થ, જૈન હાઈસ્કુલ, પાઠશાળાઓ, તેમજ કન્યાશાળાઓમા ટેક્સ્ટબુક તરીકે ચલાવવામા આવે તેવો ઉપયોગી છે તેમજ સાધુ અને સાધ્વીઓને જો આ પુસ્તક મારફતે શરૂઆતનુ જ્ઞાન આપવામા આવે તો તેઓ પણ જૈન અને જૈનેતર ધર્મ ભેદને અવબોધી શકશે

શ્રીમદ્ 'બુદ્ધિસાગરસૂરિજી ગ્રન્થમાળા'નો આ ૧૭ મો ગ્રન્થ છે આ ગ્રન્થ સવત ઓગણીસો સાઠની સાલમા રચાયો હતો તેમા સુધારો વધારો કરી સવત ૧૯૬૭ ની સાલમા પ્રથમાવૃત્તિ બહાર પાડેલી તેની તમામ નકલો ખપી જવાથી આ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવામા આવી છે

સ. ૧૯૮૪ના પ્ર શ્રાવણ વદી-૭ પાદરા } શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મડળ.

## શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ

### સ્વ૦ શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજી ગ્રંથમાળામાં પ્રગટ થયેલા ગ્રંથોનુ સુચીપત્ર.

| ગ્રંથાંક | પૃષ્ટ | કિંમત |
|---|---|---|
| * ૧ અધ્યાત્મ વ્યાખ્યાનમાળા | ૨૦૬ | ૦-૪-૦ |
| ૨ ભજનસંગ્રહ ભાગ ૨ જો | ૩૩૬ | ૦-૮-૦ |
| * ૩ ભજનસંગ્રહ ભાગ ૩ જો | ૨૨૫ | ૦-૮-૦ |
| * ૪ સમાધિશતકમ્ | ૬૧૨ | ૦-૮-૦ |
| * ૫ અનુભવપચ્ચિશી | ૨૪૮ | ૦-૮-૦ |
| * ૬ આત્મપ્રદીપ | ૩૧૫ | ૦-૮-૦ |
| ૭ ભજનસંગ્રહ ભાગ ૪ થો | ૩૦૪ | ૦-૮-૦ |
| ૮ પરમાત્મદર્શન | ૪૦૦ | ૦ ૧૨ ૦ |
| ૯ પરમાત્મજ્યોતિ | ૫૦૦ | ૧-૮-૦ |
| * ૧૦ તત્ત્વબિંદુ | ૨૩૦ | ૦-૪-૦ |
| * ૧૧ ગુણાનુરાગ ( આવૃત્તિ બીજી ) | ૨૪ | ૦-૧-૦ |
| * ૧૨-૧૩ ભજનસંગ્રહ ભાગ ૫ મો તથા જ્ઞાનદીપિકા | ૧૦૦ | ૦-૬-૦ |
| * ૧૪ તીર્થયાત્રાનુ વિમાન ( આ બીજી ) | ૬૪ | ૦-૨-૦ |
| * ૧૫ અધ્યાત્મભજન સંગ્રહ | ૧૯૦ | ૦-૬-૦ |
| * ૧૬ ગુરૂબોધ ( આ બીજી ) | ૨૯૦ | ૦-૮-૦ |
| ૧૭ તત્ત્વજ્ઞાનદીપિકા | ૧૫૦ | ૦ ૧૦ ૦ |
| ૧૮ ગહુંલીસંગ્રહ ભા ૧ | ૧૧૨ | ૦-૬-૦ |
| ૧૯-૨૦ શ્રાવકધર્મસ્વરૂપ ભાગ ૧-૨ | ૪૦-૪૦ | ૦-૧-૦ |
| * ૨૧ ભજનપદસંગ્રહ ભાગ ૬ ઠો | ૨૦૮ | ૦-૧૨-૦ |
| * ૨૨ વચનામૃત | ૮૩૦ | ૦ ૧૪-૦ |
| ૨૩ યોગદીપક | ૩૦૮ | ૦-૧૪ ૦ |
| ૨૪ જૈન ઐતિહાસિક ગાસમાળા | ૩૦૮ | ૧-૦-૦ |

| | | |
|---|---|---|
| ૨૫ આનંદઘનપદ (૧૦૮) સંગ્રહ | | છપાય છે |
| ૨૬ અધ્યાત્મશાંતિ ( આવૃત્તિ ત્રીજી ) | ૧૩૨ | ૦-૩-૦ |
| ૨૭ કાવ્યસંગ્રહ ભાગ ૭ મો | ૧૬૬ | ૦-૮-૦ |
| ૨૮ જૈનધર્મનીપ્રાચીન અને અર્વાચીન સ્થિતિ | ૨૦૦ | ૦-૩-૦ |
| * ૨૯ કુમારપાલ ( હિંદી ) | ૨૮૭ | ૦-૬-૦ |
| ૩૦ થી ૩૪ સુખસાગર ગુરૂગીતા | ૩૦૦ | ૦-૪-૦ |
| ૫૩ ષડ્દ્રવ્યવિચાર | ૨૪૦ | ૦-૪-૦ |
| *-૩૬ વિજાપુર વૃત્તાંત | ૮૦ | ૦-૪-૦ |
| × ૩૭ સાબરમતી ગુણશિક્ષણ કાવ્ય | ૧૯૨ | ૦-૬-૦ |
| * ૩૮ પ્રતિજ્ઞાપાલન | ૧૧૦ | ૦-૫-૦ |
| * ૩૯-૪૦-૪૧ જૈનગચ્છમતપ્રબંધ, સંઘપ્રગતિ, જૈનગીતા | ૩૦૪ | ૧-૦-૦ |
| ૪૨ જૈનધાતુપ્રતિમા લેખસંગ્રહ ભા ૧ | | ૧-૦-૦ |
| * ૪૩ મિત્રમૈત્રી | ૧૭૦ | ૦-૮-૦ |
| * ૪૪ શિષ્યોપનિષદ્ | ૪૮ | ૦-૨-૦ |
| ૪૫ જૈનોપનિષદ્ | ૪૮ | ૦-૨-૦ |
| ૪૬-૪૭ ધાર્મિક ગદ્યસંગ્રહ તથા પત્ર સદુપદેશ ભાગ ૧ લો | ૯૭૬ | ૩-૦-૦ |
| ૪૮ ભજનસંગ્રહ ભા ૮ | ૯૭૬ | ૩-૦-૦ |
| ૪૯ શ્રીમદ્ દેવચંદ્ર ભા ૧ | | છપાય છે |
| × ૫૦ કર્મયોગ | ૧૦૧૨ | ૩-૦-૦ |
| * ૫૧ આત્મતત્વદર્શન | ૧૧૨ | ૦-૧૦ ૦ |
| - ૫૨ ભારતસહકારશિક્ષણ કાવ્ય | ૧૬૮ | ૦ ૧૦ ૦ |
| ૫૩ શ્રીમદ્ દેવચંદ્ર ભાગ ૨ | | છપાય છે |
| ૫૪ ગહુંલી સંગ્રહ ભા ૨ | ૧૩૦ | ૦-૬-૦ |
| * ૫૫ કર્મપ્રકૃતિટીકા ભાષાંતર | ૮૦૦ | ૩-૦-૦ |
| ૫૬ ગુરૂગીત ગહુંલીસંગ્રહ | ૧૯૦ | ૦ ૧૨ ૦ |
| ૫૭ આગમસાર | ૧૧૪ | ૦-૬-૦ |
| * ૫૯ દેવવંદન સ્તુતિ સ્તવન સંગ્રહ | ૧૭૬ | ૦-૪-૦ |
| ૬૦ પૂજાસંગ્રહ ભા ૧ લો | ૪૧૬ | ૧-૦-૦ |

| | | |
|---|---|---|
| ૬૧ ભજનપદસંગ્રહ ભા ૯ | ૫૮૦ | ૧-૮-૦ |
| ૬૨ ભજનપદસંગ્રહ ભા ૧૦ | ૨૦૦ | ૧-૦-૦ |
| ૬૩ પત્રસદુપદેશ ભા ૨ | ૫૭૬ | ૧-૮-૦ |
| ૬૪ ધાતુપ્રતિમા લેખસંગ્રહ ભાગ ૨ | ૧૮૦ | ૧-૦-૦ |
| ૬૫ જૈનદૃષ્ટિએ ઈશાવાસ્યોપનિષદ્ ભાવાર્થ વિવેચન | ૩૬૦ | ૧-૦-૦ |
| ૬૬ પૂજાસંગ્રહ ભાગ ૧-૨ | ૪૧૫ | ૨-૦-૦ |
| ૬૭ સ્નાત્રપૂજા | | ૦-૨-૦ |
| ૬૮ શ્રીમદ્ દેવચંદ્રજી અને તેમનુ જીવનચરિત્ર | | ૦-૪-૦ |
| ૬૯-૭૨ શુદ્ધોપયોગ વિ સંસ્કૃત ગ્રંથ ૪ | ૧૮૦ | ૦-૧૨-૦ |
| ૭૩-૭૭ સંઘકર્તવ્ય વિ સંસ્કૃત ગ્રંથ ૫ | ૧૬૮ | ૦ ૧૨ ૦ |
| ૭૮ લાલા લજપતરાય અને જૈનધર્મ | ૧૦૦ | ૦-૪-૦ |
| ૭૯ ચિન્તામણિ | ૧૨૦ | ૦-૪-૦ |
| ૮૦-૮૧ જૈનધર્મ અને ખ્રિસ્તિ ધર્મનો મુકાબલો તથા જૈનખ્રિસ્તિ સંવાદ | ૨૨૦ | ૧-૦-૦ |
| ૮૨ સત્યસ્વરૂપ | ૨૦૦ | ૦-૬-૦ |
| ૮૩ ધ્યાનવિચાર | ૮૫ | ૦-૮-૦ |
| ૮૪ આત્મશક્તિપ્રકાશ | ૧૪૦ | ૦-૪-૦ |
| ૮૫ સાંવત્સરિક ક્ષમાપના | ૮૦ | ૦-૩-૦ |
| ૮૬ આત્મદર્શન ( મણીચંદ્રજીકૃત સજ્ઝાયો ) નુ વિવેચન | ૧૫૦ | ૦-૪-૦ |
| ૮૭ જૈનધાર્મિક શંકાસમાધાન | ૫૫ | ૦-૨-૦ |
| ૮૮ કન્યાવિક્રય નિષેધ | ૨૦૦ | ૦-૬-૦ |
| ૮૯ આત્મશિક્ષા ભાવનાપ્રકાશ | ૧૧૫ | ૦-૭-૦ |
| ૯૦ આત્મપ્રકાશ | ૫૬૫ | ૧-૮-૦ |
| ૯૧ શોક વિનાશક ગ્રંથ | ૮૦ | ૦-૧-૦ |
| ૯૨ તત્ત્વવિચાર | ૧૨૫ | ૦-૬-૦ |
| ૯૩-૯૭ અધ્યાત્મગીતા વિ સંસ્કૃત ગ્રંથ | ૨૦૫ | ૧-૦-૦ |
| ૯૮ જૈનસૂત્રમા મૂર્તિપૂજા | ૯૬ | ૦-૩-૦ |
| ૯૯ શ્રી યશો[illegible] નિબંધ | ૨૧૦ | |

| | | |
|---|---|---|
| ૧૦૦ ભજનપદસંગ્રહ ભાગ ૧૧ | ૨૨૦ | ૦ ૧૨ ૦ |
| ૧૦૧ ,, ભાગ ૧ આ ૪થી | ૨૦૦ | ૦-૮-૦ |
| ૧૦૨ ગુજરાત બૃહદ્ વિજાપુર વૃત્તાંત | ૩૦૦ | ૧-૪-૦ |
| ૧૦૩ શ્રીમદ્ દેવચંદ્રજી વિસ્તૃત જીવનચરિત્ર તથા દેવવિલાસ | ૨૩૦ | ૦ ૧૨ ૦ |
| ૧૦૫ મુદ્રિતજૈન શ્વે૦ ગ્રંથગાઈડ | ૩૮૦ | ૧-૮-૦ |
| ૧૦૬ કક્કાવલી-સુબોધ | ૪૬૦ | ૧-૪-૦ |
| ૧૦૭ સ્તવન સંગ્રહ ( દેવવંદન સહિત ) | ૨૭૫ | ૦ ૧૦ ૦ |
| ૧૦૮ પત્ર સદુપદેશ ભાગ ૩ | ૧૦૦ | ૦-૬-૦ |
| ૧૦૯ શ્રીબુદ્ધિસાગર સૂરિશ્વર સ્મારક ગ્રંથ ( સચિત્ર ) | ૨૩૦ | ૦ ૧૨ ૦ |
| પ્રેમગીતા | | છપાય છે |

* આ નિશાનીવાળા ગ્રંથો શિલકમાં નથી

× આ ગ્રંથો બ્રિટિશ કેળવણી ખાતાએ મંજુર કરેલા છે

- આ ગ્રંથો શ્રીમંત ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ મંજુર કરેલા છે

ગ્રંથો મળવાના ઠેકાણા —

૧ વકીલ મોહનલાલ હીમચંદ-પાદરા (ગુજરાત)

૨ શા આત્મારામ ખેમચંદ-સાણંદ.

૩ શા નગીનદાસ રાયચંદ ભાખરીયા-મહેસાણા

૪ શા ચંદુલાલ ગોકળભાઈ-વિજાપુર.

૫ શા રતીલાલ કેશવલાલ-પ્રાંતિજ

૬ શ્રી બુદ્ધિસાગરસૂરિ જૈનસમાજ-પેથાપુર.

૭ શા. મોહનલાલ નગીનદાસ ભાખરીયા-
૧૦૧-૩ બજાર ગેટ, કોટ, મુંબાઈ

૮ શ્રી અધ્યાત્મજ્ઞાન પ્ર૦ મંડળ-
હેડઓફીસ-ઠે૦ ચુમાનનો માળો, ત્રાબાંકાટા-મુંબાઈ.

૯ બુકસેલર મેઘજી હીરજી, પાયધુની-મુંબાઈ

મહૂગત આચાર્યશ્રી બુદ્ધિસાગરજી વિરચીત

# તત્ત્વજ્ઞાન દીપિકા.

जैनतीर्थं नमस्कृत्य-तीर्थाद्वाराय वस्तुत
प्रश्नोत्तर स्वरूपाख्या रच्यते तत्त्वदीपिका ॥ १ ॥

ॐ नम

प्रश्नोत्तर

**પ્રશ્ન**—દુનિયામા કયો ધર્મ સત્ય છે?

**ઉત્તર**—દુનિઆમા જૈનધર્મ સત્ય છે

**પ્રશ્ન**—આપણો કયો ધર્મ, ને આપણે કોણ?

**ઉત્તર**—આપણો જૈનધર્મ છે અને આપણે સર્વ જૈન છીએ

**પ્રશ્ન**—જૈન એટલુ શું?

**ઉત્તર**—જિન ભગવાન્‌ના કહ્યા પ્રમાણે જે વર્તે છે તે જૈન કહેવાય છે

**પ્રશ્ન**—'જિન' એટલે શુ?

**ઉત્તર**—જેણે અષ્ટાદશ દોષનો ક્ષય કર્યો છે તે જિન કહેવાય છે

**પ્રશ્ન**—જિનભગવતો દરેક આરામા કેટલા થાય છે અને તેઓ જગતના લોકોને તારવા શું કરે છે?

**ઉત્તર**—દરેક ઉત્સર્પિણી અને અવસર્પિણી આરામા ચોવીશ તીર્થંકરો (જિનભગવતો) થાય છે અનાદિકાળથી અનત તીર્થંકરો થયા અને થશે તીર્થંકરો કેવલજ્ઞાન પ્રાપ્ત કરીને સર્વ જીવોને પરમાત્મપદ પ્રાપ્ત કરવાનો ઉપદેશ આપે છે, સાધુ-સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ તીર્થની સ્થાપના કરે છે, અનેક જીવોને જન્મ

જરા અને મરણના દુ ખળ ધનમાથી મુક્ત કરે છે તેઓ દુનિયાના સકલ પદાર્થોને જાણે છે તેથી તેઓ જે બોલે છે તે સત્ય હોય છે

પ્રશ્ન—જિન અને તીર્થંકરમા કઇ ફેર હોય છે?

ઉત્તર—સામાન્ય કેવલીને જિન કહેવામા આવે છે અને જેણે તીર્થંકર નામ કર્મ, ત્રીજા ભવમા બાંધ્યું હોય છે—અને જે કેવલજ્ઞાન પ્રાપ્ત કરીને ચોત્રીસ અતિશય અને બારગુણવડે બિરાજમાન હોય છે તેને તીર્થંકર કહે છે તીર્થંકર પદવીવિના જેણે કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું હોય છે તે જિન કહેવાય છે સામાન્ય કેવલજ્ઞાની જિનોમા ચોત્રીશ અતિશય તથા રૂદ્ધિ હોતી નથી કેવલજ્ઞાન કેવલદર્શન આદિગુણોવડે તીર્થંકર (જિનેન્દ્ર) તથા જિન સરખા હોય છે ફક્ત બાહ્ય ગુણોમા ફેર હોય છે

પ્રશ્ન—તીર્થંકર (અરિહંત) અને સિદ્ધમા શો ફેર છે?

ઉત્તર—તીર્થંકર શરીર સહિત કેવલજ્ઞાનધારી હોય છે અને તે જગતમા વિચરે છે ?–સામાન્ય કેવલી હોય વા તીર્થંકર હોય પણ શરીર છાડીને જ્યારે મુક્તિમા જાય છે ત્યારે તે સિદ્ધ કહેવાય છે સિદ્ધને-કર્મ–દેહ–આયુષ્ય–પ્રાણ વગેરે પૌદ્ગલિકપણું કશુ હોતું નથી પુદ્ગલ દ્રવ્યથી બિલકુલ તેઓ ન્યારા હોય છે સિદ્ધ ભગવાન્ કર્મથી રહિત છે અને તીર્થંકરને અઘાતીયા ચાર કર્મ લાગેલા હોય છે

પ્રશ્ન—સિદ્ધ ભગવાન્ જ્યારે આઠ કર્મથી રહિત હોય છે, ત્યારે તેઓને નવકારમા પહેલા કેમ ગણ્યા નહીં?

ઉત્તર—અરિહંત ભગવાને સમવસરણમા બેસી દેશના દેઇ સિદ્ધ ભગવતોને ઓળખાવ્યા છે માટે ઉપકારી શ્રીઅરિહંત હોવાથી નવકારમા તેઓને પ્રથમ ગણ્યા છે શ્રીઅરિહંત ભગવાન્ ન હોત તો સિદ્ધ ભગવાન્ ઓળખાતજ નહીં

પ્રશ્ન—અરિહંતપદ કોણ પ્રાપ્ત કરી શકે?

**ઉત્તર**—જે મનુષ્યો વીશ સ્થાનકોની અપૂર્વ ભાવવડે સેવા કરે છે તેઓ અરિહત પદ પ્રાપ્ત કરી શકે છે

**પ્રશ્ન**——અરિહત ભગવત સમવસરણુમા બેસી શુ તત્ત્વ બતાવતા હશે ?

**ઉત્તર**—મુખ્યતાએ ષડ્દ્રવ્યને ગુણ પર્યાયસહિત જણાવે છે ષડ્દ્રવ્યમા સમાતા એવા નવ તત્ત્વને જણાવે છે અનાદિ કાલથી આત્માની સાથે લાગેલા આઠ કર્મનો નાશ કેવી રીતે કરવો તેના ઉપાયો બતાવે છે સાધુ અને શ્રાવકના ધર્મ જણાવે છે સાત નયો અને સપ્ત ભગીથી પ્રત્યેક પદાર્થોનુ સ્વરૂપ જણાવે છે આત્માની પરમાત્મદશા થાય એવા અષ્ટાગ યોગનુ સ્વરૂપ જણાવે છે

**પ્રશ્ન**—આ ચોવીશીમા છેલ્લા તીર્થંકર કોણ થઇ ગયા—અને તેમની પૂર્વે કયા તીર્થંકર હતા ?

**ઉત્તર**—આ ચોવીશીમા છેલ્લા તીર્થંકર શ્રીમહાવીર હતા તેઓ ત્રિસલા ક્ષત્રિયાણી અને સિદ્ધાર્થ રાજાના પુત્ર હતા તેઓનુ જન્મસ્થાન ક્ષત્રિયકુડ નગર હતું ત્રેવીસમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથ તેમના પહેલા અઢીસો વર્ષે થયા હતા

**પ્રશ્ન**—ભગવાન્ મહાવીર સ્વામીના સમયમા બૌદ્ધધર્મ સ્થાપક ગૌતમબુદ્ધ વિદ્યમાન હતા કે ?

**ઉત્તર**—હા શ્રીમહાવીરના સમયમા ગૌતમબુદ્ધ પણ જુદે જુદે ઠેકાણે ઉપદેશ આપી ઘણા મનુષ્યોને પોતાના ભક્તો બનાવતા હતા અને જુદો ધર્મ સ્થાપન કરતા હતા

**પ્રશ્ન**—ગૌતમબુદ્ધ અને મહાવીર કથિત ધર્મ જુદા જુદા છે ત્યારે હાલ કેટલાક લોકો જૈનધર્મ એ બૌદ્ધધર્મનો ફાટો છે એમ કહે છે તેનુ શુ કારણ ?

**ઉત્તર**—જૈનધર્મ અને બૌદ્ધધર્મ એ બે જુદા જુદા ધર્મ છે પણ કેટલાક યુરોપિયન વિદ્વાનો કે જેઓ જૈન સૂત્રોથી અજાણ્યા હતા તેઓએ તથા સ્વામી દયાનદ સરસ્વતીજીએ પોતાના લેખમા

જૈનધર્મ એ બૌદ્ધધર્મમાથી નીકળેલો ફાંટો છે એમ જણાવ્યું હતું પણ હાલ તે સબધી વિદ્વાનોએ સાબીત કર્યુ છે કે જૈનધર્મ અને બૌદ્ધધર્મ એ ભિન્ન ભિન્ન ધર્મ છે જૈનોના શાસ્ત્રો-સિદ્ધાતો પરિપૂર્ણ વાચ્યાવિના અન્ય વિદ્વાનોએ ભૂલ કરી હતી બૌદ્ધના કેટલાક ગ્રન્થોમા ગૌતમબુદ્ધ પોતાના શિષ્યોને કહે છ કે જ્ઞાતપુત્ર મહાવીર ઘણી તપશ્ચર્યા કરે છે અને તપશ્ચર્યા વગેરેનો મારાથી ભિન્ન ઉપદેશ આપે છે તે પુરાવો પણ સાબીત કરે છે કે બન્નેના ઉપદેશો ભિન્ન ભિન્ન છે મહાવીર સ્વામીએ કહેલા તત્ત્વોને ગૌતમબુદ્ધ માનતા નથી આકાશ અને પાતાળ જેટલો જૈનધર્મ અને બૌદ્ધધર્મના તત્ત્વોમા તફાવત છે તેથી જૈનધર્મ અને બૌદ્ધધર્મ એક કહેવાય નહીં તે સમયમા શ્રીમહાવીર અને ગૌતમબુદ્ધના જુદા જુદા ચોમાસા થએલા છે અને તે હકીકતને પુરવાર કરનાર ગ્રન્થો હયાત છે માટે જૈનધર્મ એ બૌદ્ધધર્મનો ફાટો કહેવાય નહીં જૈનધર્મ એ તેનાથી જુદો ધર્મ છે

પ્રશ્ન—જૈનધર્મ ક્યારથી શરૂ થયો ? અને મિથ્યાત્વધર્મ ક્યારથી શરૂ થયો ?

ઉત્તર—જૈનધર્મ પ્રવાહની અપેક્ષાએ અનાદિકાળથી ચાલે છે તેથી તે અનાદિકાળનો છે અને તીર્થંકરો પોતે તીર્થ સ્થાપે છે તેની અપેક્ષાએ આદિ છે આ ચોવીશીમા પ્રથમ ઋષભદેવ ભગવાન્ થયા તેઓએ જૈનધર્મ સ્થાપ્યો તે પહેલાની ચોવીશીયોમા તે તે વખતના તીર્થંકરોએ તીર્થની સ્થાપના કરી જૈનધર્મ પ્રસાર્યો હતો આ ચોવીશીમા છેલ્લા તીર્થંકર મહાવીર સ્વામી વિ સ પૂર્વે ૪૭૦ વર્ષે થઇ ગયા તેઓએ આ ચોવીશીમા છેલ્લીવાર જૈનધર્મની સ્થાપના કરી છે અને હાલ પણ તેમનુ શાસન ચાલે છે કેટલાક લોકો એમ કહે છે કે "જૈનધર્મના ચલાવનાર મહાવીર સ્વામી હતા તે પહેલા જૈનધર્મ નહોતો" આ પ્રમાણેનું તેઓનુ કહેવુ ખોટુ છે કારણ કે મહાવીર સ્વામીના પહેલા અઢીસો વર્ષ ઉપર ત્રેવીસમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથ સ્વામી કે જે કાશીના રાજા અશ્વસે-

નના પુત્ર હતા તેમણે જૈનધર્મ ચલાવ્યો છે તે પહેલા બાવીસમા તીર્થંકર શ્રીનેમિનાથે જૈનધર્મની સ્થાપના કરી હતી શ્રીકૃષ્ણ તેમના કાકાના પુત્ર હતા શ્રીકૃષ્ણે બાવીસમા તીર્થંકર નેમિનાથની આરાધના કરી હતી તેથી તેઓ (શ્રીકૃષ્ણ) આવતી ચોવીશીમા તીર્થંકર થવાના છે પ્રવાહની અપેક્ષાએ અનત તીર્થંકરો થયા અને થશે તેની અપેક્ષાએ જૈનધર્મ અનાદિ અનન્ત છે અને દરેક તીર્થંકરની અપેક્ષાએ આદિ છે મિથ્યાત્વ ધર્મ પણ અનાદિકાળથી ચાલે છે અને અનન્ત કાળ સુધી ચાલ્યા કરશે મિથ્યાધર્મના ઉપદેશકોની અપેક્ષાએ મિથ્યાધર્મની આદિ છે અને પ્રવાહની અપેક્ષાએ અનાદિ છે

પ્રશ્ન—સર્વ તીર્થંકરો જુદુ જુદુ તીર્થ સ્થાપીને ધર્મ ચલાવે છે ત્યારે તેઓના ધર્મમા ભેદ પડતો હશે કે કેમ? જે જે તત્ત્વોની પ્રરૂપણા કરે તેમા ભેદ પડતો હશે કે કેમ?

ઉત્તર—સર્વ તીર્થંકરોને કેવલજ્ઞાન હોય છ કેવલજ્ઞાન એટલે સ પૂર્ણ જ્ઞાન–તેથી ધર્મનુ સ્વરૂપ કહેતા વિરોધ આવતો નથી સર્વ તીર્થંકરોને એક સરખુ સંપૂર્ણ જ્ઞાન–કેવલજ્ઞાન હોવાથી તે ચોવીસે તીર્થંકરોનુ એક સરખુ કથન હોય છે, તે સર્વેએ ષડ્દ્રવ્ય,તેના ગુણ અને પર્યાય નવતત્ત્વ, ત્રણભુવનનુ સ્વરૂપ, સાતનય, સપ્તભ ગી, સ સાર અને મોક્ષ વગેરે તત્ત્વોનુ એક સરખુ સ્વરૂપ કહ્યુ છે અને ભવિષ્યના તીર્થંકરો પણ એક સરખુ સ્વરૂપ કહેશે—દ્રવ્યાનુયોગનુ એકસરખુ સ્વરૂપ હોય છે શ્રીરૂષભદેવે જેવુ તત્ત્વનુ સ્વરૂપ કહ્યુ છ તેવુજ શ્રીમ હાવીર સ્વામીએ કહ્યુ છે દરેક તીર્થંકરો ચારિત્રના નિયમોનો તે તે કાલ–સ ઘયણ–બળઆદિની સ્થિતિ દેખી ફેરફાર કરી શકે છે શ્રીરૂષભદેવના વખતમા ચાર મહાવ્રત હતા અને શ્રીમહાવીરપ્રભુના વખતમા પચમહાવ્રત થયા સાધુઓના ચારિત્રમા પણ વ્રત તથા નિયમોમા હાનિ વૃદ્ધિ થયા કરે છે શ્રી મહાવીરસ્વામી મુક્તિ ગયાબાદ તેમની પાટે થનાર આચાર્યોએ–દ્રવ્ય–ક્ષેત્ર–કાલ–ભાવ જોઇ ચારિત્રના નિયમોમા ફેરફાર કરેલો દેખાય છે પણ તે આચાર્યો તે તે કાલમા સાધ્ય ચારિત્ર આરાધન ધર્મની ઉન્નતિ

આદિ નિશાન તો એક સરખુ કહે છે હાલમા શ્વેતવસ્ત્રથી કેટ લાક સાધુઓ જૈનધર્મનુ આરાધન કરે છે અને કેટલાક સમય પ્રમાણે જૈનોદ્ધાર માટે અમુક અપેક્ષાએ પીતવસ્ત્ર ધારણ કરી જૈનધર્મ આરાધે છે અને જૈનધર્મોન્નતિ કરે છ ભિન્ન વસ્ત્ર ધારનાર છતા બન્નેને જૈનધર્મ આરાધવો અને મુક્ત થવુ તથા જૈનધર્મોન્નતિ કરવી ઇત્યાદિ મુખ્ય સાધ્ય લક્ષ્ય છે તેથી કઇ ષડ્દ્રવ્ય નવતત્વ વગેરે સર્વજ્ઞના કહેલા વચનોમા ફેરફાર જણાતો નથી તે પ્રમાણે તીર્થંકર કથિત નવતત્ત્વ વગેરે તત્ત્વોમા ફેર ફાર થતો નથી પણ કાલાદિ અપેક્ષાએ ચારિત્રના નિયમોમા ફેર ફાર થઈ શકે છ અનન્ત તીર્થંકરો થયા અને થશે તે સર્વે કેવ લજ્ઞાની હોવાથી તત્ત્વોની પ્રરૂપણામા ફેરફાર થયો નથી અને થવાનો નથી—કદી ભેદ પડયો નથી અને ભવિષ્યમા ભેદ પડવાનો નથી

પ્રશ્ન—છેલ્લા તીર્થંકર મહાવીર સ્વામીના વખતમા કેટલા ધર્મ આ ભારત ભૂમિમા ચાલતા હતા ?

ઉત્તર—શ્રીમહાવીર સ્વામી જન્મ્યા તે વખતમા શ્રીપાર્શ્વ-નાથ ભગવાને સ્થાપન કરેલ તીર્થના જૈન સાધુઓ અને સાધ્વીઓ તથા શ્રાવકો અને શ્રાવિકાઓ વિદ્યમાન હતી પાર્શ્વનાથના સાધુ ઓ તથા સાધ્વીઓ ગામેગામ અને શહેરેશહેર ભમીને ઉપદેશ દેતા હતા શ્રી મહાવીર ભગવાનની માતા અને પિતા પણ જૈનધર્મ પાળતા હતા શ્રીપાર્શ્વનાથ ભગવાનની પરમ્પરાએ થએલ સાધુઓના તે ભક્ત હતા તે વખતમા જિનમન્દિર હતા, જૈનધર્મ ભારતભૂમિમા પ્રસરી રહ્યો હતો, વેદધર્મ પણ ચાલતો હતો પણ તે વખતમા શકરમતાનુયાયીઓ તથા રામાનુજમતાનુ યાયીઓ તથા વલ્લભાચાર્યના મતવાળા વૈષ્ણવો નહોતા વેદધર્મ પાળનારાઓ યજ્ઞ કરતા હતા અને યજ્ઞમા પશુઓને હોમતા હતા—એમ કેટલાક ઐતિહાસિક ગ્રન્થોથી સિદ્ધ થાય છે તે વખતમા અન્યદેશોમા અ ધર્મ ચાલતા હતા

પ્રશ્ન—વેદધર્મ ખરો કે જૈનધર્મ ખરો ?

ઉત્તર—શ્રીકેવલજ્ઞાની તીર્થંકર કથિત જૈનધર્મ ખરો છે જો કે પાર્શ્વનાથ અને મહાવીરસ્વામીના વખતમા વેદધર્મ ચાલતો હતો તેથી તે કઇ તીર્થંકર પ્રરૂપિત જૈનધર્મની પેઠે સત્ય ઠરી શકે નહીં જૈનધર્મમા જેવુ તત્ત્વોનુ સ્વરૂપ જોવામા આવે છે તેવુ વેદમા નથી જૈનધર્મમા દરેક પદાર્થોનુ સ્વરૂપ સ્યાદ્વાદરૂપે કહેવામા આવ્યુ છે તેથી તે તે પદાર્થોના જોનાર સર્વજ્ઞ ઠરે છે ગુરૂગમપૂર્વક જિનેશ્વર કથિત તત્ત્વોનો અભ્યાસ કરવામા આવે તો જૈનતત્ત્વોની સત્યતા સૂર્યની પેઠે પ્રકાશે છ

પ્રશ્ન—હાલમા જૈનોની ચૌદ લાખની પ્રાય સખ્યા છે–અને વેદધર્મ પાળનારાઓની સખ્યા લગભગ વીશ કરોડના આશરે છે જો જૈનધર્મ સત્ય હોય તો જૈનોની સખ્યા કરોડોની હોવી જોઇએ વીશ કરોડના આશરે તો વેદધર્મ પાળનારાઓ છ તેથી જૈનધર્મની સત્યતા વિષે સમાધાન આપવુ જોઇએ

ઉત્તર—શ્રીમહાવીર સ્વામીના સમય લગભગમા ચાલીશ કરોડ જેટલી જૈનોની સખ્યા હતી અને તે વખતમા અઢાર દેશના રાજાઓ ઉપગત ઘણા રાજાઓ જૈનધર્મ પાળનારા હતા તે વખતમા વેદધર્મ માનનારાઓની સખ્યા ઘણીજ થોડી હતી પાછળથી શકરાચાર્યના સમયમા વેદધર્મ માનનારાઓનુ જોર વધવાથી વેદધર્મ માનનારાઓની સખ્યામા વધારો થતા થતા હાલમા વીશ કરોડ લગભગની સખ્યા પ્રાય દેખાય છે બૌદ્ધધર્મ માનનારાઓની સખ્યા ૪૮ અડતાલીશ કરોડ લગભગની છે તેથી વિશેષ સખ્યા ઉપરથીજ ખરા ધર્મનુ અનુમાન કરવામા આવે તો બૌદ્ધોના ધર્મની સત્યતા ઠરી શકે પણ તેમ તો માનવામા આવતું નથી ખ્રિસ્તી ધર્મ માનનારા અને મોહોમેદનોની સખ્યા પણ કરોડોના પ્રમાણમા છે તેથી તેઓના ધર્મની સત્યતા પણ માનવી જોઇએ પણ તેમ નથી તેથી એવા અનુમાન ઉપર ન આવવુ કે જે ધર્મ માનનારની સખ્યા વિશેષ હોય તેઓનો ધર્મ ખરો હોય આર્યોના કરતા અનાર્યોની સખ્યા વિશેષ પ્રમાણમા છે તેથી અનાર્યોનો ધર્મ

ખરા છે એમ અનાર્ય વિના અન્ય કોણ કહી શકે ? એમ એ (M. A) કરતા પહેલી ચોપડીનો અભ્યાસ કરનારની સખ્યા ઘણી મોટી છે તેથી પહેલી ચોપડી વાળાની માન્યતા ખરી અને એમ એ ઉપાધિ વાળાની માન્યતા ખોટી એમ કહી શકાયજ નહિ સુવર્ણ કરતા પત્થર અને લોઢુ ઘણા પ્રમાણમા છે-માછલા કરતા મનુષ્ય બહુ થોડા છે તેથી કઇ બહુ પ્રમાણમા જેઓની સખ્યા હોય તે ખરા છે એમ કહી શકાતું નથી સત્ય વક્તાઓના કરતા અસત્ય બોલ નારાઓની સખ્યા કરોડો ઘણી વિશેષ છે સાયન્સ પ્રોફેસરોની સખ્યા કરતા અસાયન્સવાળાઓની સખ્યા કરોડો ઘણી છે તેથી સાયન્સવિદ્યાશૂન્ય મનુષ્યોનુ કહેવુ શુ સત્ય ઠરી શકે ? અલબત ન ઠરી શકે તે પ્રમાણે જૈનધર્મ માનનારાઓની ચૌદ લાખની સખ્યા છે અને વેદધર્મ માનનારાઓની સખ્યા વીશ કરોડ લગભગની હોય તો પણ તેઓનો ધર્મ સત્ય ઠરી શકે નહીં જે ધર્મના પ્રરૂપનાર સર્વજ્ઞ અને રાગદ્વેષથી રહિત હોય છે તે ધર્મ સત્ય ઠરી શકે છે જૈનધર્મના છલ્લા પ્રરૂપનાર ચરમ તીર્થંકર મહાવીર સ્વામી રાગદ્વેષરહિત અને કેવલજ્ઞાની હતા તેથી મહાવીર પ્રભુનો કથિત જૈનધર્મ સત્ય ઠરે છે શ્રીમહાવીરસ્વામીના શિષ્યો ગૌતમ વગેરે ગણધરો હતા-તેથી તેઓએ મહાવીર પ્રભુના વચનોને સૂત્રોરૂપે ગૂથ્યા અને તેઓના શિષ્યોની પરપરાએ હાલ પણ પિસ્તાલીશ આગમ તરીકે ( અમુક સખ્યાનો ઘટાડો થયા છતા પણ ) વિદ્યમાન છે માટે તે સૂત્રોઆદિના આધારે જૈનધર્મ સત્ય ઠરે છે

પ્રશ્ન—જૈનધર્મની પ્રાચીનતાનુ કઇ પ્રમાણ છે ?

ઉત્તર—શ્રીકલ્પસૂત્રના આધારે જૈનધર્મના સ્થાપનાર ચોવીશ તીર્થંકરો છે અને તેમા પ્રથમ તીર્થંકર શ્રીરૂષભદેવ અમુક સાગરોપમ વર્ષ પહેલા થયા છે અર્થાત્ શ્રીરુષભદેવ ભગવાનને થયે અસખ્ય વર્ષો વીતી ગયા છે માટે જૈનધર્મની સર્વ ધર્મ કરતા વિશેષ પ્રાચિનતા સિદ્ધ થાય છે શ્રીસુવિધિનાથ અને શિતળનાથ

તીર્થંકરના મધ્યસમયમા કેટલાકોએ બ્રાહ્મણ ધર્મની સ્થાપના કરી છે—અને હાલ તેમા અનેક ભેદ જોવામા આવે છે જૈન ધર્મમા સાધુઓને બ્રાહ્મણ–માહન–શ્રમણ વગેરે કહેવામા આવે છે અન્ય ધર્મમાં યોગવાશિષ્ઠ નામનો ગ્રન્થ છે તેના આધારે પણ જૈનધર્મની પ્રાચીનતા જોવામા આવે છે વેદ ઉપર નિરૂક્ત રચનાર યાસ્કાચાર્ય હતા તે યાસ્કાચાર્યે શ્રીશાકટાયન વ્યાકરણના પ્રયોગો આપે છે શાકટાયન જૈન હતા–તેથી પણ સિદ્ધ થાય છે કે યાસ્કના પહેલા પણ જૈનધર્મ હતો વેદના બ્રાહ્મણભાગ વગેરેમા અરિષ્ટનેમિ તથા વૃષભ એમ બાવીશમા તથા પહેલા તીર્થંકરનુ નામ આવે છે–તેથી પણ સિદ્ધ થાય છે કે–વેદોની રચના પહેલા જૈનધર્મ હતો અને તેથીજ અરિષ્ટનેમિ અને વૃષભ આદિ તીર્થંકરોના નામ જોવામા આવે છે શબ્દના અનેક અર્થ છે તેથી અરિષ્ટનેમિ અને વૃષભનો કોઇ અન્ય અર્થ કહે તો પણ રૂઢાર્થને ફેરવી નાખવાથી કઇ ખરો અર્થ છુપાતો નથી બ્રહ્મસૂત્ર કે જેના ઉપર શકર–રામાનુજ–વલ્લભાચાર્ય, વગેરે આચાર્યોએ એકબીજાનુ ખડન કરી પોતપોતાના મતને અનુસરી ટીકાઓ રચી છે તેમા પણ નૈકસ્મિન્ એ સૂત્રથી એક પદાર્થમા અસ્તિધર્મ અને નાસ્તિધર્મ ઘટતા નથી એમ પ્રતિપાદન કરી જૈનોના અસ્તિનાસ્તિવાદરૂપ સ્યાદ્વાદ ધર્મનુ ખડન કરવા ફાંફા માર્યા છે તેથી પણ સિદ્ધ થાય છે કે બ્રહ્મસૂત્ર રચનાર રૂષિના વખતમા પણ જૈનોના સ્યાદ્વાદવાદનુ ઘણું જોર હતું શ્રીમથુરાની ટેકરી ખોદતા લોર્ડ કનીંગહામના સમયમા જૈનોનું પ્રાચીન મન્દિર નીકળ્યું છે, તેપર લખેલા લેખના આધારે પણ જૈનધર્મની પ્રાચીનતા સિદ્ધ થાય છે યુરોપિયન પડિત મોક્ષમુલર કહે છે કે વેદધર્મના સૂત્રોની રચનાનો કાળ લગભગ ત્રણ હજાર વર્ષનો લાગે છે–ઇત્યાદિ વાતો જોવી હોય તો શ્રી વિજયાનન્દસૂરીશ્વરકૃત ગ્રન્થો જોવા આ ઉપરથી પણ વેદધર્મ કરતા જૈનધર્મ પ્રાચીન હતો એમ સિદ્ધ થાય છે એક વખત દ્વારિકા, વલ્લભી, રાજગૃહી, વૈરાટ નગર, ત્રબાવતી, દિલ્હી વગેરે નગરીઓમા લાખો, કરોડો મનુષ્યોની વસ્તી હતી અને તે વખતે તે નગરીઓની આહો-

જાહાલી જુદા જ પ્રકારની હતી અને હાલ તો તેના નામ માત્ર રહ્યા છે ખડેર જેવી દેખાય છે તેમ એક વખત જૈનધર્મની જાહોજલાલી દેશ વિદેશમા પ્રસરી રહી હતી તે વખતમા ચારે પ્રકારની વર્ણ જૈનધર્મ પાળતી હતી હાલ તેજ જૈનધર્મનો વિસ્તાર ન્યૂન થઇ ગયો છે ચારે વર્ણમા જૈનધર્મ રહ્યો નથી સર્વ વસ્તુઓનો ઉત્પાદ વ્યય થયા કરે છે દરિયામા પણ ભરતી ઓટથી વૃદ્ધિ હાનિ દેખાયા કરે છે પ્રાચીન એવા જૈનધર્મનો એક વખત વિશેષ પ્રકાશ દેખવામા આવશે બાર વાગ્યા પછી એક વાગે છે જેને એક વાગ્યો છે તેના પાછા બાર વાગશે જે ધર્મ સૂર્ય જેવો પ્રકાશી રહ્યો હતો તે હાલ અધકારમા આવી ગયો છે પણ પુન. તે સૂર્યના જેવો પ્રકાશી થવાનો રાજ્યોમા–દેશોમા–ધર્મોમા–બળમા આ પ્રમાણે ચડતી પડતી થયા કરે છે જૈનોના ઘણા સૂત્રોથી જૈનધર્મની પ્રાચીનતાની સિદ્ધિ થાય છે

પ્રશ્ન—પ્રાચીન કાળમા ચાર વર્ણો શુ જૈનધર્મ પાળતી હતી ?

ઉત્તર—હા, ચારે વર્ણો જૈનધર્મ પાળતી હતી ગમે તે વર્ણ જૈનધર્મ માની શકે છે અને પાળી શકે છે **જૈનધર્મમા નાત-જાતનો ભેદ નથી** જૈનધર્મ એ આત્માનો ધર્મ છે દરક વર્ણના મનુષ્યોમા આત્માઓ રહ્યા છે તેથી દરેકના આત્માની ઉન્નતિમા દરેક વર્ણે જૈનધર્મ પાળવો જોઇએ શ્રીમહાવીરસ્વામીના વખતમા ચારે વર્ણ જૈનધર્મ પાળતી હતી મેતાર્યમુનિ ચડાલના કુળમા ઉત્પન્ન થયા હતા અને દૈવયોગે શ્રેણિકરાજાની કન્યા પરણ્યા હતા અન્તે સસાર છોડી સાધુ થયા આદ્રકુમાર મ્લેચ્છ–યવન હતા. આદ્ર (અરબસ્તાન પ્રાય) દેશ કે જે અનાર્ય કહેવાય છે તેમા જન્મ્યા હતા. તે આર્ય દેશમા આવ્યા હતા અને દીક્ષા અગીકાર કરી હતી ગૌતમાદિ બ્રાહ્મણોએ જૈનધર્મ અગીકાર કર્યો હતો. જમાલી વગેરે ક્ષત્રીઓએ (રાજપુત્રોએ–રજપુતોએ) શ્રી વીર પ્રભુ પાસે દીક્ષા અગીકાર કરી હતી સખ, પુષ્કલી વગેરે ઘણા વણિકો શ્રી વીરપ્રભુના શ્રાવક બન્યા હતા એમ ચારે વર્ણો જૈન ધર્મ પાળતી હતી

પ્રશ્ન—શ્રીમહાવીર પ્રભુ સર્વજ્ઞ હતા ઇન્દ્રો, દેવતાઓ વગેરે પણ તેમને માનતા પૂજતા હતા ત્યારે તે વખતમા આખી દુનિયા કેમ જૈન થઇ ગઈ નહીં

ઉત્તર—અનત પુણ્યની રાશિ ઉદયમા આવે ત્યારે જૈનધર્મની શ્રદ્ધા થાય છે તેના કરતા પણ અનત પુણ્યોદયે શ્રાવકના વ્રત અગીકાર કરી શકાય છે તેના કરતા પણ અનત પુણ્યોદય થયે છતે સાધુપણું પ્રાપ્ત કરી શકાય છે અલ્પ પુણ્યવતો કઇ જૈનધર્મ પામી શકતા નથી-સૂર્યનો ઉદય છતા પણ ઘુવડો સૂર્યને દેખી શકતા નથી તેમ શ્રીમહાવીર સ્વામી સર્વજ્ઞ (કેવલ જ્ઞાની) છતા પણ સર્વ જીવોના પુણ્ય તથા પરિણામની ધારા એક સરખી નહીં હોવાને લીધે આખી દુનિયાના મનુષ્યો જૈનો થયા નહીં પચ કારણયોગે કાર્યની સિદ્ધિ થાય છે કાલ, સ્વભાવ, નિયતિ, કર્મ અને ઉદ્યમ આ પાચ કારણોવડે કાર્યની સિદ્ધિ જ્યાં ત્યા દેખવામા આવે છે જે જીવોને શ્રીમહાવીર પ્રભુના વખતમા પચ કારણોનો સમુદાય મળ્યો હતો તેઓ જૈનધર્મ પામ્યા હતા અને જે જીવોને પચકારણોનો સયોગ મળ્યો નહોતો તે જૈનધર્મ પામ્યા નહોતા શ્રીમહાવીર પ્રભુ સર્વ જીવોને તારવા માટે ઉપદેશ આપતા હતા જેઓએ યોગ્યતા પામી હતી તેઓ જૈનો બન્યા હતા

પ્રશ્ન—શ્રી મહાવીર સ્વામીએ જૈનોને કયા કયા વિભાગમા વહેચી નાખ્યા હતા ?

ઉત્તર—શ્રી મહાવીર પ્રભુએ સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચાર વિભાગ જૈનોના પાડયા હતા. અનત તીર્થંકરો થયા અને થશે તે સર્વેએ સાધુ સાધ્વી શ્રાવક અને શ્રાવિકારૂપ ચતુર્વિધસઘ (તીર્થ) ની સ્થાપના કરી છે અને કરશે જેઓને સર્વ વિરતિપણાનો લાભ નથી તેઓ ગૃહસ્થાવાસમા રહી શ્રાવકના દેશથકી વ્રત અગીકાર કરે છે જેઓને દેશવિરતિપણાનો લાભ નથી તેઓ સમ્યકત્વ અગીકાર કરે છે તેઓ ભક્તિ—પૂજા—પ્રભાવના વગેરે કૃત્યોમા દેવતાઓની પેઠે સારો ભાગ લેઇ યથાશક્તિ પ્રવૃત્તિ કરે છે જેઓ સર્વવિરતિપણું અગીકાર કરવાને યોગ્ય હોય છે તેઓ સર્વ વિરતિપણુ

અગીકાર કરે છે અને સમ્યકત્વ સહિત પચમહાવ્રત પાળે છે પુરુ
ષોને દીક્ષા લીધા પછી સાધુઓ ( શ્રમણો ) કહેવામા આવે છે
અને સ્ત્રિયોને સાધ્વીઓ (શ્રમણીઓ) કહેવામા આવે છે સદાકાળ આ
ચાર વિભાગમા જૈનો થયા છે, થાય છે, અને થશે આ ચતુર્વિધ
સઘરૂપ મહાવીર પ્રભુનુ તીર્થ છેલ્લા દુપ્પસહસૂરિ પર્યંત ચાલશે
ગૃહસ્થાવાસમા રહેલા શ્રાવકો અને શ્રાવિકાઓ સાધુ તથા સાધ્વી
ઓની ભક્તિ કરે છે સાધુઓ અને સાધ્વીઓ અનેક ભાષાદ્વારા
ધર્મતત્ત્વોનો અભ્યાસ કરીને ગામોગામ-દેશોદેશ ફરી જૈનતત્ત્વોનો
ઉપદેશ આપે છે

પ્રશ્ન-પૂર્વોક્ત ચતુર્વિધ સઘમા કોની મહત્તા વિશેષ ગણાતી હશે?

ઉત્તર—ચતુર્વિધ સઘમા સાધુવર્ગની વિશેષ મહત્તા ગણાય
છે સાધુઓ કરતા સાધ્વીઓનો ઉતરતો દરજ્જો છે સાધ્વીઓ કરતા
શ્રાવક વર્ગનો નીચો દરજ્જો વ્રતોની અપેક્ષાએ છે શ્રાવકો કરતા
શ્રાવિકા વર્ગનો નીચો દરજ્જો છે તેથી સાધુ-સાધ્વી શ્રાવક અને
શ્રાવિકા એ પ્રમાણે તીર્થની અનુક્રમ વ્યવસ્થા સમજી લેવી. ગૃહ
વાસ કરતા ત્યાગાવસ્થા અનન્તગણી ઉત્તમ સૂત્રોમા કહી છે મેરુ
પર્વત અને સર્ષવનો દાણો, સમુદ્ર અને સરોવરમા જેટલુ અતર
છે તેટલુ સાધુવર્ગ અને શ્રાવકવર્ગમા અતર છે સાધુપણામા જ્ઞાન-
દર્શન અને ચારિત્રની સાધના વિશેષત થાય છે અને સદુપદેશત
અનેક જીવોને જૈન બનાવી શકાય છે સાધુવર્ગમાથીજ આચાર્ય
અને ઉપાધ્યાય થઇ શકે છે-જૈન શાસનના મુખ્ય પ્રવર્તક સાધુઓ
હોય છે એક સાધુ પોતાની સપૂર્ણ જીદગીનો ભોગ આપી જીવે
ત્યાસુધી ચારિત્રની આરાધના કરે છે, અને સદુપદેશર્થ
ઓને જૈન બનાવી શકે છે અનાર્યોને પણ
શકે છે કચન અને કામિનીના ત્યાગી
છે તેથી તેઓના ઉત્તમ જીવનની
સાધુઓની મન-વાણી અને
ઉન્નતિ માટે વપરાય છે, માટે
ગણાય છે વ્યાવહારિ- અને

કરી જે સાધુઓ અને સાધ્વીઓ થાય છે તેઓ જૈનધર્મનો સારી રીતે ફેલાવો કરી શકે છે બીજાઓ પોતાનુ ચારિત્ર પાળી શકે છે પણ વિદ્વાન સાધુઓ જેટલો તેઓ અન્યોને ઉપકાર કરી શકતા નથી-અનંત તીર્થંકર થયા અને થશે તેઓએ ગૃહાવાસ છોડીને પ્રથમ સાધુપણું અગીકાર કર્યું છે અને કરશે ત્રણ જ્ઞાનના સ્વામી તીર્થંકરો પણ ત્યાગી બને છે માટે ચતુર્વિધ સઘમા ત્યાગી એવા સાધુવર્ગની વિશેષ મહત્તા ગણાય છે

પ્રશ્ન—જૈનધર્મના સૂત્રો હાલ કેટલા છે અને ગ્રન્થો કેટલા છે ?

ઉત્તર—જૈનધર્મના હાલ પિસ્તાલીશ આગમ (સૂત્રો) કહેવાય છે સ્થાનકવાસી જૈનો ૩૨ આગમ માને છે દિગબર જૈનો જૈન પુરાણો તથા તત્ત્વાર્થ સુત્ર વગેરે માને છે જૈનોના ઘણા ગ્રન્થો છે હાલમા જૈનાગમલીષ્ટ બહાર પડયુ છે તે વિના પણ ઘણા ગ્રન્થો છે સિકદર બાદશાહના વખતમા ઘણા જૈન પુસ્તકોનો નાશ થયો, કારણ કે તે વખતે તેના હાથમા ઘણા પુસ્તકો આવ્યા હતા. બીજા પણ બાદશાહોએ જૈનોના ઘણા પુસ્તકો બાળી નાખ્યા વલ્લભીતરફ પણ જલમાર્ગે હિદુસ્થાન ઉપર સ્વારીઓ થઇ છે, અને તેમા પણ જૈનોના ઘણા પુસ્તકોનો નાશ થયો કેટલાક પુસ્તકોનો ઉદ્ધેઇ વગેરે જતુઓએ નાશ કર્યો કેટલાક પુસ્તકો નેપાલ વગેરે તરફ સરક્ષણ માટે આર્ય રાજાઓ તરફ મોકલી આપવામા આવ્યા હતા ભદ્રબાહુ અને સ્થુલીભદ્ર જેવા સમર્થ ચતુર્દશ પૂર્વધારી વિદ્વાનો નેપાલમા રહ્યા હતા ભદ્રબાહુ સ્વામી નેપાલમા મહા પ્રાણાયામની ક્રિયાનો અભ્યાસ કરતા હતા તે ઉપરથી યોગના પુસ્તકો પણ જૈનોમા ઘણા હતા એમ સિદ્ધ થાય છે નેપાલના રાજાની લાયબ્રેરીમા ઘણા પુસ્તકો તાડપત્ર વગેરેના હતા હાલમા ત્યાના રાજાએ બેલાખ પુસ્તકોનો મોટો સગ્રહ હતો તેને ઇગ્લાડની લાયબ્રેરીમા આપ્યો તેમા જૈનોના પુસ્તકો હોવા સભવ છે પાટણ, ખભાત, જેસલમેર વગેરે ઠેકાણે હાલ જૈનોના ભડાર છે બધા પુસ્તકોનુ લીષ્ટ જોઇએ તેવુ હવે થશે એમ લાગે છે

પ્રશ્ન—જૈનધર્મના પુસ્તકો લખાવવાનો રીવાજ કયારથી શરૂ થયો ? કેટલાક કહે છે કે વીરભગવાન્ પછી ૯૮૦ વર્ષ ગયા બાદ

પુસ્તકો લખાયા ? માટે ખરી વાત કઈ માનવી ?

ઉત્તર—જૈનધર્મના પુસ્તકો ઘણા વર્ષથી લખાતા આવ્યાં છે—વીર સવત્-નવસે એંશી પૂર્વે પણ ઘણા ગ્રન્થો લખાયાના દાખલા માલુમ પડે છે શ્રીહરિભદ્રસૂરિ-વીરનવત એક હજારની સાલમા થયા છે તેઓએ મહાનિશીથ સૂત્રનો ઉદ્ધાર કર્યો એમ જણાવે છે તેઓ લખે છે કે મહાનિશીથ પુસ્તકનો ઘણો ખરો ભાગ ઉદ્ધેઈ ખાઈ ગઈ તેથી જેટલુ મળ્યું તેટલુ ભેગુ કરી આલાવાનો ઉદ્ધાર કર્યો છે શ્રીહરિભદ્રસૂરિ વિક્રમ સવત ૫૮૫ લગભગમા વિદ્યમાન હતા તે વખતમા તાડપત્ર ઉપર લખવાનુ પ્રાય કામ ચાલતું હતું તેથી મહાનિશીથ તાડપત્ર ઉપર લખાયાનો કાળ વિચારીએ તો હરિભદ્રસૂરિ પહેલા લગભગ હજાર વર્ષ થવા જોઈએ તાડપત્રની પ્રતિ હજાર વર્ષ થયા વિના ઘણી જુની થઇ શકે નહિ તે ઉપરથી પણ અનુમાન-પુરાવો મળે છે કે શ્રીવીર પ્રભુના વખત લગભગમા પુસ્તકો લખાવાની પ્રક્રિયા શરૂ થઈ ગઈ હોવી જોઇએ તેમના લગભગમા મહવાદી થયા છે તેઓએ જૂના ભડારમાથી દ્વાદશસાર નયચક્ર નામનુ પુસ્તક વાચ્યું ઇત્યાદિ વાત આવે છે, અને એક ભડાર સાધ્વીના તાબામા હતો ઇત્યાદિ વૃત્તાત પણ પહેલાના વખતમા અર્થાત્ વિક્રમના પાચમા સૈકાની પહેલા જૈન પુસ્તકો લખાતા હતા એમ પુરવાર કરી આપે છે જૈનોના શાકટાયન નામના મુનિએ શાકટાયન નામનુ વ્યાકરણ બના વ્યું છે અને તે વ્યાકરણ બહુ પ્રાચીન ગણાય છે તેનો અભ્યાસ અન્યધર્મવાળાઓ પણ કરતા હતા તેથી તે લખાયા વિના અભ્યાસ બની શકે નહીં. યાસ્કાચાર્યે વેદ ઉપર નિરૂક્ત રચતા શાકટાયન વ્યાકરણનુ પ્રમાણ આપ્યું છે આ ઉપરથી પણ સિદ્ધ થાય છે કે જૈનોના ગ્રન્થો શ્રીમહાવીરસ્વામી પહેલા પણ લખાવાનો રીવાજ હતો એક પુરાવો શ્રીસિદ્ધસેનદિવાકરના ચરિત્રથી આપવામા આવે છે શ્રીસિદ્ધસેનદિવાકરસૂરિ વિક્રમ રાજાના સમયમા થયા હતા શ્રી વીરપ્રભુ પશ્ચાત્ ૪૭૦ ચારસોસિત્તેર વર્ષ લગભગમા થયા હતા સિદ્ધસેનસૂરિ વિચરતા વિચરતા એક વખત ચિત્રકૂટ (હાલના ચિત્તોડ) મા આવ્યા હતા તેમણે એક જિનમન્દિરનો થાભલો જોયો

તેમણે ઘણી આષધિયો મેળવી થાભલાને લેપ કર્યો કે તે તુર્ત કમલના દોડાની પેઠે ઉઘડી ગયો. તેમા ચમત્કારિ પુસ્તક જોવામા આવ્યુ તેમાથી એક પાનુ આકર્ષી વાચ્યુ તેમાથી ત્રણ વિદ્યાઓ મળી બીજુ પાનુ વાચવા જતા દેવતાએ અટકાવ્યા અને કહ્યુ કે બસ. તેમના દેખતા થાભલો બધ થઇ ગયો આ ઉપરથી પણ સિદ્ધ થાય છે કે-ચિત્રકૂટના મન્દિરના થાભલામા તે વખત પૂર્વે આઠસે હજાર વર્ષ લગભગનુ લખાયલુ પુસ્તક હોય એમ અનુમાન થાય છે તે પુસ્તક પાચસે વર્ષ પૂર્વે લખાયુ એમ અનુમાન કરીએ તો શ્રીવીરપ્રભુનો સમય જણાય છે સાતસે વર્ષ પહેલા લખાયુ એમ અનુમાન કરીએ તો શ્રી પાર્શ્વનાથ ભગવાનના પહેલાનો સમય સિદ્ધ થાય છે પણ તે મન્દિર પાર્શ્વનાથનુ હોય એમ સભવ છે આ પરથી પણ સિદ્ધ થાય છે કે જૈનોના પુસ્તકો ઘણા પ્રાચીન સમયથી લખાતા આવ્યા છે-સિકદર બાદશાહના વખતમા જે જૈન પુસ્તકો હશે તે તાડપત્ર ઉપર હશે અને તે શ્રીમહાવીરસ્વામીના પૂર્વે પણ લખાયા હોય એમ કેમ ન કહેવાય ? શ્રીવીરપ્રભુના સમય લગભગમા ચાલીસ કરોડ જૈનો હતા જ્યારે એમ હતુ ત્યારે જૈન પુસ્તકો પણ ઘણા પ્રમાણમા લખાયાનો પ્રવાહ હતો એમ કેમ ન કહેવાય ? દેવર્ધિગણિ ક્ષમાશ્રમણના વખતમા ઉથલ પાથલ વગેરેથી બચેલા સૂત્રો વગેરે ઉદ્ધાર કરી નવેસરથી લખાયા હોય એમ અનુમાન થાય છે

પ્રશ્ન—જૈનોના ગ્રન્થોમા કઇ કઇ બાબતોનુ વિવેચન કર્યું હોય છે ?

ઉત્તર—મુખ્યત્વે સૂત્રો તથા ગ્રન્થોમા દ્રવ્યાનુયોગ—ગણિતાનુયોગ, ચરણકરણાનુયોગ અને ધર્મકથાનુયોગ આ ચાર અનુયોગનુ વિવેચન છે અને તેમા જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સવર, નિર્જરા, બધ, અને મોક્ષ એ નવ તત્ત્વની પ્રરૂપણા હોય છે પરમાત્મા, આત્મા, કર્મ, જગત્ અને સાયન્સવિદ્યા વગેરે ઘણી બાબતોનો તેમા સમાવેશ થાય છે દેવ, ગુરૂ અને ધર્મનુ સારી રીતે વર્ણન કરેલુ છે પૃથ્વી—જલ—અગ્નિ વાયુ અને આકાશ વગેરેનુ

સારી રીતે વર્ણન કરેલુ હોય છે જગત્, ઇશ્વર વગેરે પદાર્થો અનાદિકાળના છે એવુ તેમા સારી રીતે પ્રતિપાદન કર્યું છે શ્રીસર્વજ્ઞે જે જે દેખ્યું તેનુ વર્ણન જોવુ હોય તો જૈન ગ્રન્થોમા સારી રીતે મળી શકે છે

પ્રશ્ન—આખી દુનિયામા ધર્મપુસ્તકોની વિશેષ સખ્યા કયા ધર્મમા વિશેષ હશે ?

ઉત્તર—પ્રાય જૈનધર્મના ગ્રન્થો સર્વ ધર્મ કરતા વિશેષ સખ્યામા છે તેનાથી ઉતરતા બૌદ્ધધર્મના પુસ્તકો છે અને તેનાથી ઉતરતા વેદધર્મવાળાના પશ્ચાત્ મુસલમાન અને ખ્રીસ્તિયોના ધર્મ પુસ્તકો છે—જૈનોના લાખો પુસ્તકોનો નાશ થએલો ઇતિહાસથી સાબીત થાય છે મુસલમાનોએ ધર્મઝનુનથી જૈનોના ઘણા મન્દિર તોડી નાખ્યા અને તેઓની મસીદો પણ બનાવી જૈનોના ઘણા ભડાર બાળીને ભસ્મ કરી નાખ્યા મુસલમાનોએ પુસ્તકો બાળીને તેનાવડે છ૭ માસપર્યંત રસોઈ કરી તેમા જૈનોના પુસ્તકોનો ઘણો ભાગ બળીને ભસ્મીભૂત થઇ ગયો હાય, કેટલી બધી અફ્સોસની વાત ! ઘણાખરા પુસ્તકો ગુપ્ત ભડારોમા ભયના લીધે નહીં કાઢવાથી સડી ગયા. ઘણા પુસ્તકો ઉધેઇના ભોગ થઇ પડ્યા

પ્રશ્ન—અન્ય ધર્મવાળાઓ કહે છે કે જૈનો તો ફક્ત કીડી કુથુઆ વગેરે નાના જીવની દયા કરનારા છે અને તે બીકણ હોય છે જૈનોનુ જોર વધવાથી લોકો દયાના લીધે બાયલા બની ગયા અને તેથી રાજાઓ પણ દયાધર્મ પાળવાથી શુરાતનહીન થઇ ગયા શું આ વાત ખરી છે ?

ઉત્તર—જિન–એટલે જીતનાર અને જીતનારના પગલે ચાલનારને જૈનો કહેવાય છે જય મેળવવો એ જ જૈનોનુ મુખ્ય કર્તવ્ય છે દરેક સારી બાબતોમા વિઘ્નોને જીતીને આગળ ચાલવુ, અનેક કુધર્મોના વિચારોનો નાશ કરી જય મેળવવો, સત્યધર્મનો તન–મન–અને ધનથી પ્રકાશ કરી જગત્મા જય મેળવવો, આલસ, પ્રમાદ, ક્લેશ, કુસપ, અજ્ઞાન, મૈથુન ઇચ્છા–વગેરેનો નાશ કરી જય મેળવવો હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર આદિ દોષોનો નાશ કરી જય મેળવવો,

શારીરિક શક્તિ વાચિક શક્તિ અને માનસિક શક્તિને ખીલવી આત્માની શક્તિયો મેળવવા પ્રયત્ન કરવો, ક્રોધ માન માયા અને લોભને જીતી જય મેળવવો, અનેક પ્રકારની ક્ષુદ્રવાસનાઓને જીતીને જય મેળવવો, જૈનધર્મના સિદ્ધાંતોનો જગતમા ફેલાવો કરી જય મેળવવો, કર્મનો નાશ કરવા ઉદ્યમ કરવો, શ્રાવક અને સાધુના ધર્મપ્રમાણે જૈનધર્મની આરાધના કરી કર્મ શત્રુઓપર જય મેળવવો-ઇત્યાદિ જૈનોન્નતિમા જેઓ ખરા અંતઃકરણથી આત્મભોગ આપી પ્રયત્ન કરે છે તે ખરેખર જૈનો કહેવાય છે એવા જૈનો કદાપિકાળે બાયલા હોયજ નહીં જૈનો પશુ, પખી, મનુષ્યો, કીડી, વૃક્ષ વગેરે સર્વ જીવોનુ રક્ષણ કરવા તત્પર રહે છે-હજારો મનુષ્યોને અન્નાદિથી પોષે છે-પશુ અને પખીઓની પણ પાજરાપોળ વગેરે કરી દયા પાળે છે કીડી તથા વૃક્ષો વગેરેનુ પણ રક્ષણ કરવા દયાના વિચારો કરે છે જીવોને મારી નાખવા એનુ નામ શૂરાતન કહેવાય નહીં, દયાના વિચારોથી લડાઈઓ શાન્ત પડે છે અને આખી દુનિયામા શાતિ ફેલાય છે જૈનગૃહસ્થો કે જે રાજાઓ વગેરે હોય છે તે ખાસકારણ પડે યુદ્ધાદિક પણ કરે છે-સપ્રતિ કુમારપાળ વસ્તુપાળ અને તેજપાલે ખાસકારણે લડાઇના મેદાનમા પોતાનુ શૂરવીરપણુ દેખાડી આપ્યું છે શાન્તિનાથ, કુથુનાથ, અરનાથ, ભરતચક્રવૃતિ, રામચદ્ર, ગવણ, પાડવો, ચડપ્રદ્યોતન, ઉદાયી વગેરે જૈન રાજાઓ હતા તેઓના ચરિત્રો જોશો તો માલુમ પડશે કે જૈનો બહાદૂર હતા પૃથ્વીનુ રક્ષણ કરવુ, સર્વ જીવોની દયા કરવી એ ગૃહસ્થ જૈનોનુ કર્તવ્ય છે ગૃહસ્થ જૈનો દેશથકી દયાના પાળનાર હોય છે અને સાધુઓ સર્વ થકી હિસાનો ત્યાગ કરે છે તેથી તેઓ ઉત્સર્ગ માર્ગ પ્રમાણે સર્વ જીવોને શાન્તિના તથા અભયદાનના આપનારા હોય છે સાધુઓ આ અમારો દેશ અને આ પારકો દેશ એમ અભિમાન કરી પરપચાતમા પડતા નથી અપવાદ માર્ગે જૈનધર્મની રક્ષા માટે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવનો વિચાર કરી પ્રવૃત્તિ કરે છે સાધુ અને સાધ્વી તરીકે મુખ્ય ગણાતા

જૈનો રાગદ્વેષ, અજ્ઞાન, મિથ્યાત્વધર્મ, હિંસાધર્મ વગેરેનો પરાજય કરવા અને જય મેળવવા સદાકાળ કાયાની મમતાનો ત્યાગ કરી જૈનધર્મનુ આરાધન કરે છે જૈનધર્મનુ જેમ વિશેષ જોર તેમ દુનિયામા લડાઇ ટટા ક્લેશ મારામારી વગેરેનો અભાવ હોય છે અને જ્યારે દુનિયામા શાંતિ હોય છે ત્યારે સર્વ પ્રકારે મનુષ્યો ઉન્નતિના માર્ગે ખતથી મહેનત કરે છે જે વખતે જૈનોના રાજ્ય હતા ત્યારે મનુષ્યોમા અનેક સદ્ગુણ હોવાને લીધે પ્રાય શાન્તિ વર્તતી હતી માટે જૈનોને માથે બાયલાપણાનું કલક કદી ચોટી શકે નહીં એટલુ ખરૂ કે ગૃહસ્થ જૈનો પ્રાય હાલમા વ્યાપારીવર્ગ વિશેષ હોવાથી વિદ્યાના પ્રોફેસરો નહીં હોવાને લીધે ગૃહસ્થ જૈનોમા જૈનધર્મનુ અભિમાન ઘટી ગયુ અજ્ઞાનતાથી અન્ધ બનેલા ઘણા જૈનો વૈષ્ણવો વગેરે બની ગયા અજ્ઞાનતાના પડદામા રહેલા કેટલાક જૈનો બીકણ બની ગયા, પણ કહેવાનુ કે ખરા જૈનો કદી શુભકાર્યમા ડરકુ મીયા જેવા થતા નથી ગૃહસ્થ જૈનો ક્ષત્રિયપુત્રો ગણાય છે છતા જો હવે મુડદાલપણું ધારણ કરશે તો ઘણા નીચા દરજ્જા ઉપર આવી જશે જૈન ગુરૂકુળ ખોલવામા આવે અને બાળલગ્નનો પ્રચાર બધ થાય, તેમજ વ્યાવહારિક કેળવણી સાથે ધાર્મિક કેળવણીને જૈનો ગ્રહણ કરે તો પુન પ્રાચીન જૈનોની પેઠે બહાદૂર જૈનો બને. દયાથી મનુષ્યોમા આત્માની શક્તિ ખીલે છે દયાના પાળનાર રાજાઓ પણ બહાદુર બને છે પૂર્વે રાજા અને પ્રજા સર્વે જૈનધર્મ પાળતી હતી—કારણકે જૈનધર્મ એ રાજધર્મ છે સર્વ મનુષ્યો યથાશક્તિ જૈનધર્મ પાળી શકે છે જૈનો બહાદૂર બને છે અને આખી દુનિયાને ધર્મવાળી બનાવવા પ્રયત્ન કરે છે દુર્ગુણોને જીતવા અને સદ્ગુણોને પ્રાપ્ત કરવા એ જૈનોનુ ખાસ લક્ષણ છે, તેથી જૈનોમા બાયલાપણુ ઘટતુ નથી પણ જે લોકો ધર્મના નામે હિંસારભમા ધર્મ માને છે, કર્મના સાળામા રહે છે તેઓમા બાયલાપણું ઘટે છે જૈનો દુર્ગુણોને જીતનાર હોવાથી

શૂરવીર-ક્ષત્રિય પુત્રો કહેવાય છે આ ઉપરથી સમજાશે કે જૈનો શુભ કાર્યોમા તથા શુભ વિચારોમા બહાદૂર છે

પ્રશ્ન—જૈનધર્મથી જગતનુ ભલુ થઈ શકે છે ?

ઉત્તર—હા, જૈનધર્મની આરાધનાથી દરેક આત્માઓમા સુમતિ પ્રગટે છે અને કુમતિનો નાશ થાય છે જૈનધર્મ પાળવાથી પાપનો નાશ થાય છે અને પુણ્યની વૃદ્ધિ થાય છે જૈન ધર્મની આરાધનાથી દયા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, દાન, તપ, જપ, ભાવના, પરોપકાર, જ્ઞાન, દર્શન, ચારિત્ર વગેરે સદ્ગુણો આત્મામા ખીલે છે અને દુર્ગુણોનો નાશ થાય છે દારૂ, માસ, જુગાર વગેરેનો નાશ થાય છે જૈનધર્મની આરાધનાથી જગતમા સર્વ જીવો પ્રાય ધર્મી બનવાથી લડાઈ-હિસા-આદિનો નાશ થાય છે જો આખા જગતમા સર્વ મનુષ્યો ખરા જૈનધર્મ પાળનારાઓ બની જાય તો ભયકર લડાઇઓ થવાનો વખત પણ આવે નહીં. જૈન બનેલો મનુષ્ય સદ્બુદ્ધિના યોગે દારૂ-માસ વગેરે વાપરતો નથી એક ખ્રિસ્તી હોય તે દિવસની એક મરઘી ખાય તો બાર મહીને ત્રણસે સાઠ મરઘીઓ ખાય-તે વર્ષમા છત્રીસ હજાર મરઘી ખાય. અને માસમા બે બકરા ખાય તો સો વર્ષમા ચોવીસે બકરા ખાઇ જાય આથી સમજો કે કરોડો અન્ય હિસામય ધર્મ પાળનારા હોય તેઓ પોતાની જીદગીમા કેટલા બધા જીવોની હિસા કરે ? તે સર્વમાથી એક ખ્રીસ્તિ વા મુસલમાનને જૈન બનાવ્યો હોય તો માનો કે આશરે નાના મોટા ત્રીશ હજાર પ્રાણીઓની દયા પાળી કહી શકાય જૈન બનાવેલો મનુષ્ય કદી આટલા બધા જીવોની હિસા કરે નહીં અને પોતાના જીવનમા હજારો પ્રાણીઓની દ્રવ્ય દયા અને ભાવ દયા કરી શકે અન્ય હિસકને જે જૈન બનાવે છે તે ખરી પાજરાપોળ બાધી શકે છે આ ઉપરથી સમજાશે કે લાખો અને કરોડાની સખ્યામા જૈનોની વસ્તિ વધતી જાય તો અસખ્ય જીવોની દ્રવ્યથી દયા કરી શકાય પૈસા વગેરે આપીને અમુક કાળસુધી પ્રાણીઓને

બચાવવા માછીઓની જાળો બંધ રખાવી પર્યુષણ વગેરે તહેવારોમા જીવ દયા પળાવવી એ ઉપાય પણ સરસ છે પણ કહેવુ પડે છે કે તેના કરતા તે જીવોને ઉપદેશ આપી જૈન બનાવવા અથવા ઉપદેશ આપી માસ ખાતા અટકાવવા એ સર્વ કરતા શ્રેષ્ઠ ઉપાય છે—સર્વ ધર્મનુ મૂળ દયા છે અને દયાનો સિદ્ધાત આ જગતમા ખાસ જૈનોનો કહેવાય છે તેથી પણ સિદ્ધ થાય છે કે જગતમા જૈનધર્મના આરાધનથી સર્વ જીવોનુ ભલુ કરી શકાય છે

પ્રશ્ન—એકેન્દ્રિય જીવોથી તે પચેન્દ્રિય પર્યંત જીવોમાથી કયા જીવોની વિશેષ દયાથી રક્ષાકરવી જોઇએ ?

ઉત્તર—બને ત્યાસુધી તો એકેન્દ્રિયાદિક સર્વ જીવોની દયા કરવી જોઈએ ગૃહસ્થના ધર્મ પ્રમાણે અને કારણોને લેઇ એમ ન બને તો જેમ અધિક ઇન્દ્રિયવાળા જીવો હોય તેમ તેમ તેઓનુ દયાથી રક્ષણ કરવાથી વિશેષ ફળ પ્રાપ્ત થાય છે પુણ્યની આધિક્યતાવિના ઇન્દ્રિયની આધિકયતા થતી નથી, માટે તેવા પ્રસગે લાભ અને અલાભને જોઈ અધિક ઇન્દ્રિયવાળા જીવોની રક્ષા કરવી જોઇએ-ગૃહસ્થ જૈનોને વિવેક દૃષ્ટિ પ્રગટ થઇ હોય છે તેથી તેઓ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવ જોઇ સર્વ જીવોની દયાથી રક્ષા કરવા ચૂકતા નથી, એકેન્દ્રિય કરતા કોઈ પ્રસગે દ્વીન્દ્રિય જીવોને બચાવે છે, દ્વીન્દ્રિય કરતા ત્રીન્દ્રિય જીવોને વિશેષત બચાવે છે ત્રીન્દ્રિય કરતા ચતુરિન્દ્રિય જીવોને વિશેષત બચાવે છે, ચતુરિન્દ્રિય કરતા પચેન્દ્રિય જીવોને વિશેષત બચાવે છે, તેમા પણ કારણપ્રસગે પશુ પખી અને જલચર કરતા મનુષ્યોને વિશેષત બચાવે છે તેમા પણ મિથ્યાત્વી મનુષ્યો કરતા કારણપ્રસગે સમ્યક્ત્વવત મનુષ્યોને વિશેષત બચાવે છે તેમા પણ ગૃહસ્થ જૈનો કરતા કારણપ્રસગે ત્યાગી મુનિરાજ જૈનોને વિશેષત બચાવે છે, તેમા પણ આચાર્ય-ઉપાધ્યાયાદિનો વિશેષ બચાવ સમજવો, જૈનો કટાકટીને પ્રસગે એવી વખતે સર્વ જીવોના પ્રાણ બચાવવાના પ્રસંગે જોકે આવી બાબ

તમા લાભાલાભને જોઈ પ્રવૃત્તિ કરે છે તોપણ તેવા પ્રસગે એકેન્દ્રિયાદિક સર્વ જીવોપર દયાનો પરિણામ તો કાયમ રહેછે આવા પ્રસગે જૈનો, જૈનશાસ્ત્ર અને જ્ઞાની ગીતાર્થ ગુરુની આજ્ઞા પ્રમાણે પ્રવૃત્તિ નિવૃત્તિ કરે છે, મુનિરાજવર્ગ, સર્વ જીવોની દયાના પરિણામવડે રક્ષા કરે છે, અપવાદમાર્ગે (જૈનસિદ્ધાતોમા જણાવેલા અપવાદના કારણોને લેઇ ) અતરમા દયાનો પરિણામ રાખી બાહિરથી લાભાલાભ જોઈ જીવોની રક્ષા કરે છે, જૈનશાસનની હેલનાના પ્રસગે, નાશના પ્રસગે રક્ષણ કરવાના ઉદ્દેશથી, સાધુ અને સાધ્વીઓને મહાઉપદ્રવ થતો હોય તે નિવારવા માટે વિષ્ણુકુમારે નચિને જેમ શિક્ષા કરી તથા શ્રીકાલિકાચાર્યે ગર્દભિલ્લ રાજાને જે શિક્ષા કરી તેમ પ્રવૃત્તિ કરે છે, આ સબધીની વિશેષ ચર્ચા કોઇ જ્ઞાની ગીતાર્થ મુનિ પાસે જઇ સમજી લેવી, ગૃહસ્થ જૈનોને સવાવસાની દયા છે, અપરાધ આદિ કારણ વિના તથા આજીવિકાદિ પ્રયોજન વિના તેઓ એકેન્દ્રિય જીવોની પણ રક્ષા કરેછે તો અન્યજીવોની કેમ રક્ષા ન કરે ? અર્થાત્ કરેજ ગૃહસ્થ જૈનોમા પણ કેટલાક અવિરતિ સમ્યગદષ્ટિ ચોથા ગુણ સ્થાનકવાળા હોય છે શ્રીકૃષ્ણ મહારાજા અવિરતિ સમ્યગ્દષ્ટિ હતા જૈનધર્મની પૂર્ણ શ્રદ્ધાને લીધે ક્ષાયિક સમકિતી હતા તોપણ અવિરતિપણાના લીધે રાજ્યના પ્રસગે ત્રણસે ને સાઠ યુદ્ધ કર્યા હતા, શ્રેણિક રાજા પણ અવિરતિ સમ્યગદષ્ટિ શ્રાવક હતા, ચડપ્રદ્યોતનરાજા શ્રીમહાવીરસ્વામીના બાર વ્રતધારી શ્રાવક હતા તોપણ ક્ષત્રિયપણાનો ધર્મ કે જે પોતાને શરણે આવ્યો હોય તેને પાછો ન આપવો તે હેતુ આદિથી કોણિકરાજાની સાથે બાર વર્ષસુધી ભયકર લડાઇ લડયા. કોણિક નૃપતિના પક્ષમા ચમરેન્દ્ર હતા, તોપણ ચડપ્રદ્યોતનરાજાએ ન્યાયથી યુદ્ધ કર્યું, કુમારપાલ-વસ્તુપાલ વગેરેના ચરિત્રો સમજવા આ ઉપરથી સારાશ કે શ્રાવકો, શ્રાવકના અધિકાર પ્રમાણે દયા કરી શકે છે અને સાધુઓ પોતાના અધિકાર પ્રમાણે દયા કરી શકે છે, સાધુઓને વીસવસાની દયા ઉત્સર્ગ માર્ગે પાળવી પડે છે

જૈનશાસ્ત્રાધારે દયા પાળવાને જૈનો સદાકાળ પ્રયત્ન કરે છે દયા એ ધર્મની માતા છે દયાવિના ધર્મ નથી કયા જીવોની વિશેષ દયા કરવી જોઇએ એ પ્રશ્નનો ઉત્તર આ આપેલા જવાબમાથી નીકળી શકે છે

પ્રશ્ન—જીવ–આત્મા–ચેતનમા કઈ ફેરફાર હશે કે ?

ઉત્તર—જૈન શાસ્ત્રમા જીવને આત્મા કહે છે અને તેનેજ ચેતન કહે છે માટે જીવ કે આત્માનો એકજ અર્થ છે જૈનોમા જેને બહિરાત્મા કહે છે તેને વેદાન્તમા જીવાત્મા કહે છે

પ્રશ્ન—ખ્રીસ્તિયો–પશુ પંખી વગેરેમા જીવ માને છે અને મનુષ્યના શરીરમા આત્મા છે–એમ માને છે જીવોને કેટલીક લાગણીઓ હોય છે અને તેને મારવામા પાપ માનતા નથી. ગાય વગેરેના શરીરમા આત્મા નથી આમ માને છે તે શુ સત્ય છે?

ઉત્તર—ખ્રીસ્તિઓનુ માનવુ બરાબર નથી મનુષ્યોના શરીરોમા જેવા આત્માઓ છે તેવાજ આત્માઓ પશુ અને પંખી વગેરેના શરીરોમા રહેલા છે માટે પશુઓ અને પખીઓને મારવામા દોષ લાગે છે એકેન્દ્રિયાદિકથી તે પશુ પખી મત્સ્યો વગેરે સર્વમા આત્મા છે એ સિદ્ધાત અને શાસ્ત્રો તથા અનેક યુક્તિઓથી સિદ્ધ થાય છે જેમ મનુષ્યોને ઇષ્ટાનિષ્ટનુ જ્ઞાન છે તેમ પશુ અને પંખીઓ વગેરેને પણ ઇષ્ટાનિષ્ટનુ જ્ઞાન છે મનુષ્યો જેમ મૃત્યુથી બીએ છે તેમ પશુપખી વગેરે પણ મૃત્યુથી બીએ છે મનુષ્યો જેમ ઇષ્ટમા પ્રવૃત્તિ કરે છે તેમ પશુપખી વગેરે પણ ઇષ્ટમા પ્રવૃત્તિ કરે છે સર્વ જીવોને કર્મના આવરણો લાગ્યા છે તેથી તેઓના કર્મના ક્ષયોપશમ પ્રમાણે વિશેષ વા ન્યુન જ્ઞાન શક્તિ દેખાય છે કોઇના આત્મામા ફેરફાર નથી આ સબધીનુ વિશેષ જ્ઞાન લેવુ હોય તો જૈનના સિદ્ધાંતોનો ગુરૂગમ પૂર્વક અભ્યાસ કરવો કે જેથી [illegible] અનેક શકાઓનો નાશ થશે. એકેન્દ્રિ[illegible] સર્વમાં એક

સરખા આત્માઓ છે પણ કર્મના આવરણો આત્માઓને વિશેષ ન્યુન લાગવાથી તથા તે ઉદયમા આવવાથી જ્ઞાનાદિક શક્તિયોમા વિશેષ ન્યુનતાનો તરતમ ભાવ દેખાય છે તે જૈનશાસ્ત્રો વાચવાથી માલુમ પડશે—

પ્રશ્ન—ખ્રીસ્તિયો એમ કહે છે કે મનુષ્યોના આહાર માટે પશુપખી-જલચરો વગેરેને પરમેશ્વર બનાવે છે એ વાત શુ ખરી છે?

ઉત્તર—બીલકૂલ તે વાત ખરી નથી મનુષ્યોના આહાર માટે પશુ પખી વગેરે બનાવવાની પરમેશ્વરને બિલકુલ જરૂર નથી પરમેશ્વર કદી કહેતો નથી કે તમે પશુઓ પખીઓ વગેરેને ખાઓ પરમેશ્વર દુનિયાને ઉત્પન્ન કરતો નથી કારણ કે તેને દુનિયા ઉત્પન્ન કરવાનુ જરા માત્ર પ્રયોજન નથી તેમજ પરમેશ્વરમા જગતને ઉત્પન્ન કરવાનો સ્વભાવ નથી

પ્રશ્ન—કેટલાક કહે છે કે આ જગત બન્યાને છ હજાર વર્ષ થયા છે? શુ એ વાત ખરી છે?

ઉત્તર—બીલકૂલ એ વાત ખરી નથી જૈનશાસ્ત્રોમા અનાદિ કાલથી આ જગત છે એમ અનેક યુક્તિથી પ્રતિપાદન કર્યું છે દ્રવ્યરૂપે અનાદિકાળથી જગત્ છે-અને અતકાળ સુધી ચાલ્યા કરશે કદી તેનો નાશ થવાનો નથી

પ્રશ્ન—ભારતભૂમિમા પૂર્વે ખ્રીસ્તિધર્મ હતો કે નહોતો?

ઉત્તર—પહેલા ભારતભૂમિમા ખ્રીસ્તિધર્મ નહોતો અનાર્ય દેશોમાના ધર્મોને અનાર્ય ધર્મ તરીકે ભારતના લોકો કહે છે લગભગ સાતસો વર્ષ પહેલા તો ભારતમા ખ્રીસ્તિધર્મની વાત પણ પ્રાય કોઇ જાણતું નહોતું

પ્રશ્ન—મુસલમાનધર્મ પૂર્વે હિદુસ્થાનમા હતો કે નહોતો?

ઉત્તર—લગભગ અગીયારસે વર્ષ પહેલા હિદુસ્થાનમા મુસલમાન ધર્મથી લોકો અજાણ્યા હતા. તે પહેલા હિદુસ્થાનમા મુસલમાનધર્મ નહોતો જોકે તે વખતે મુસલમાન અગર ખ્રીસ્તિ

ધર્મ હોત તો તે વખતના પુસ્તકોમા તત્સબધી ખડન મડન જણાત પણ તે બે ધર્મ નહોતા તેથી પ્રાચીન ગ્રથોમાથી તેના નામ પણ ક્યાથી નીકળે.

પ્રશ્ન—મુસલમાનધર્મમા શું કહ્યુ છે?

ઉત્તર—ખુદાએ જગત બનાવ્યું છે કુરાન એ ખુદા તરફથી ઉતરેલુ પુસ્તક છે ઇત્યાદિ બીના સમજી લેવી, મુસલમાનવર્ગ પશુ પખી વગેરે જીવોની પુષ્કળ હીંસા કરે છે અને તે વર્ગ ખ્રીસ્તિઓની પેઠે માસ ખાનારો છે

પ્રશ્ન—ખ્રીસ્તિધર્મવાળાઓ અને મુસલમાનો મૂર્તિને માને છે કે નહીં?

ઉત્તર—ખ્રીસ્તિધર્મમા જે પ્રોટેસ્ટટ પથ માનનાર છે તે મૂર્તિને માનતા નથી અને રોમન કેથોલિક પન્થવાળાઓ ઇશુ મરીયમની મૂર્તિને માને છે તેઓ દેવળો બધાવે છે મુસલમાનો મૂર્તિને માનતા નથી મુસલમાનોએ હિંદુસ્થાનમા આવી હિંદુ ઓના તથા જૈનોના ઘણા મદિરો તોડી નાખ્યા સાકારરૂપ કોઇ પણ પદાર્થને માન આપ્યા વિના કોઇનો છુટકો થતો નથી. લખાતા અક્ષર પણ જ્ઞાનની મૂર્તિ છે–તેથી બાયબલ કુરાન પણ માનેલા જ્ઞાનને જણાવવા મૂર્તિરૂપજ છે તેને તેઓ માને છે જૈનશાસ્ત્રમા જ્ઞાનને મૂર્તિ કે જેને સ્થાપના કહે છે તે કકારાદિ અક્ષરરૂપજ છે માટે તે અપેક્ષાએ પણ જ્ઞાનની પ્રાપ્તિમાટે પુસ્તકરૂપ મૂર્તિ માનવી પડી જૈનો પોતાના તીર્થંકરોની મૂર્તિને માની તેઓના સદ્ગુણો મૂર્તિમા તાદાત્મ્યભાવે કલ્પી લે તો તે બરાબર સત્ય વાત છે જ્યા ત્યા તીર્થંકરોની મૂર્તિઓને દેખી જૈનોના હૃદયમા તેઓના જીવનચરિત્રોની ઉત્તમ છાપ પડે છે, માટે જૈનો મૂર્તિને માને છે તે બરાબર છે જૈનોમા પણ સ્થાનકવાસીઓ મૂર્તિને માનતા નથી– તોપણ તેઓને જ્ઞાનની અક્ષરરૂપ મૂર્તિ માન્યા વિના છુટકો થતો નથી. જૈનસૂત્રોમા જૈન પ્રતિમાના ઘણા પાઠો છે શ્વેતાબરો અને દિગબરો પ્રતિમાને માને છે-પૂજે છે

પ્રશ્ન—ખ્રિસ્તીધર્મ અને મુસલમાનધર્મવાળાઓ આત્માનો પુનર્જન્મ માને છે ?

ઉત્તર—ના, તેઓ આત્માનો પુનર્જન્મ માનતા નથી, તેઓ એમ કહે છે કે ફરીથી આત્માનો જન્મ થવાનો નથી પુનર્જન્મ માન્યા વિના આત્માની પણ સિદ્ધિ થતી નથી

પ્રશ્ન—પુનર્જન્મ નહી માનવાથી કયા કયા દોષો પ્રાપ્ત થાય છે?

ઉત્તર—આ ભવમા જે જે પાપો કરાય છે તેથી પાછા હઠવાનુ થતું નથી—નાસ્તિકના વાદને અગીકાર કરવો પડે છે પુણ્ય અને પાપફલની સિદ્ધિ થતી નથી બધ અને મોક્ષની સિદ્ધિ થતી નથી—ધર્મક્રિયાઓની સિદ્ધિ નથી—હિસા વગેરે દોષોથી પાછા હઠવાનુ મન થતું નથી, ગમે તેને પણ દુ ખ આપીને આ ભવમા ક્ષણિક સુખ ભોગવવાની બુદ્ધિ રહે છે આત્મા માન્યો તોપણ એક ભવનોજ ક્ષણિક આત્મા ઠરે છે એક સુખીના ઘેર અવતરે છે, એક રાજા થાય છે—એક રક થાય છે એક અધ જન્મે છે—એક દેખતો જન્મે છે—એક ગર્ભમાજ મૃત્યુ પામે છે અને એક સુખે જન્મે છે બાલ્યાવસ્થામા એકને વિશેષ જ્ઞાન થાય છે—એકને ઉદ્યોગ કરતા પણ વિદ્યા આવડતી નથી આ સર્વ ઘટના પુનર્જન્મ માન્યાવિના ઘટતી નથી પુનર્જન્મ નહીં માનનારાઓને નીતિનો સિદ્ધાત પણ આ ભવને માટે ઘટી સકે છે ઇત્યાદિ ઘણા દોષો વિચારતા માલમ પડે છે

પ્રશ્ન—પુનર્જન્મ નહી માનનારાઓ નાસ્તિક કહેવાય કે નહીં ?

ઉત્તર—પુનર્જન્મ નહીં માનનારાઓ નાસ્તિક કહેવાય છે

પ્રશ્ન—જગતમા કોઇ આત્માને નહીં માનનારાઓ પણ હશે કે ? અને તે કેવા કહેવાય ?

ઉત્તર—જગતમા આત્માને નહિ માનનારાઓ જડવાદીઓ ગણાય છે યુરોપ. તેવા કેટલાક મનુષ્યો છે

ભિન્ન આત્મા નથી શરીરનો નાશ થતા 'આત્મા' એવી કોઈ વ સ્તુની અસ્તિતા રહેતી નથી એમ માને છે ભારતભૂમિમા એવા નાસ્તિકોને ચાર્વાક કહે છે અત્યત મિથ્યાત્વકર્મના ઉદયે મ નુષ્યોમા એવા ખરાબ વિચારો પ્રકટી નીકળે છે યુરોપ આદિ દેશમા પૂર્વે જડવાદીઓ ઘણા હતા પણ હાલ આત્મજ્ઞાનના પ્ર ભાવે નાસ્તિકવાદ ( જડવાદ ) નાશ પામતો જાય છે સાયન્સ વિદ્યાના પ્રોફેસરોએ આત્માની અસ્તિતા પ્રયોગથી સિદ્ધ કરી બતાવી છે ત્રણ કાલમા આવા નાસ્તિકોની થોડા ઘણા અશે હયાતી રહે છે જેમ જેમ આત્મજ્ઞાનના પુસ્તકોનો ફેલાવો થાય છે તેમ તેમ જડવાદિયોનુ જોર હઠતુ જાય છે

પ્રશ્ન—આત્માની અસ્તિતા તથા પુનર્જન્મને સિદ્ધ કરનારા જૈનધર્મના પુસ્તકો છે ?

ઉત્તર—હા, જૈનધર્મના ઘણા પુસ્તકો છે અને તેમા આ- ત્માની સિદ્ધિ સારી રીતે ખડનમડનપૂર્વક કરી બતાવી છે— सम्मतितर्क—शास्त्रवार्तासमुच्चय-स्याद्वादमजरी-विशेषावश्यक-तत्त्वार्थसूत्र વગેરેમા ઘણી યુક્તિયોથી આત્માની સિદ્ધિ કરી છે અને પુનર્જન્મની સિદ્ધિના અનેક પ્રમાણો બતાવ્યા છે

પ્રશ્ન—અઢી હજાર વર્ષપર આર્યાવર્તમા (હિંદુસ્થાનમાં) કયા કયા ધર્મોની હયાતી ( અસ્તિતા ) હતી ?

ઉત્તર—જૈનધર્મ-વેદધર્મ અને બૌદ્ધધર્મ એ ત્રણ ધર્મોની હયાતી હતી તેમા પણ વિશેષ એટલુ છે કે જૈનધર્મ સર્વ ધર્મ કરતા આ ચોપીરીની અપેક્ષાએ ઘણો પ્રાચીન છે આ અવસ પિંણી કાલમા શ્રીઋષભદેવ ભગવાને જૈનધર્મની સ્થાપના કરી હતી જૈનધર્મની પશ્ચાત્ વેદાદિ ધર્મો નીકળ્યા છે ત સબધી વિશેષ ખુલાસો જોનો હોય તો શ્રીમદ્વિજયાનન્દસૂરીશ્વરકૃત જૈન-તત્ત્વાદર્શ—અજ્ઞાન તિમિરભાસ્કર વગેરે ગ્રથો વાચવા

પ્રશ્ન—વેદ કેટલા છે અને તેના માનનારાઓમા જુદી જુદી મા યતા છે કે એક મા યતા છે ?

ઉત્તર—ઋગ્વેદ—યજુર્વેદ—સામવેદ અને અથર્વવેદ એ ચાર વેદ છે શાકરમતવાળાઓ વેદને માને છે પણ તે સર્વ જીવોનો એક આત્મા સ્વીકારે છે રામાનુજ પથવાળાઓ વેદને માને છે પણ તે જગતનો કર્તા ઈશ્વર માને છે, અને તે અદ્વૈતમતથી (શાકરમતથી) વિરૂદ્ધ આત્માનુ અણુરૂપ માને છે અને તે શકરાચાર્યના સિદ્ધાતનુ ખડન કરે છે રામાનુજના પથવાળાઓ વૈષ્ણવો ગણાય છે અને તે કહે છે કે શ્રીવિષ્ણુભગવાને આ જગત ઉત્પન્ન કર્યુ છે શાકરમતવાળાઓ તેજ વેદના પ્રમાણ આપીને શ્રીરામાનુજના સિદ્ધાતોનુ ખડન કરે છે રામાનુજમતવાળા એમ કહે છે કે આત્માઓનુ અણુરૂપ છે અને તે વિષ્ણુના દાસ છે, આત્માઓ કદી ઈશ્વરરૂપ થઇ શકતા નથી શાકરમતાનુયાયીઓ આત્મા તે પરમાત્મા રૂપ છે એમ માને છે વલ્લભાચાર્યના અનુયાયીઓ વેદને માને છે—પણ તે કહે છે કે—ઇશ્વર (શ્રીકૃષ્ણ)થી આ જગત ભિન્ન નથી સર્વ જીવો ઈશ્વરના છે એમના સિદ્ધાતને શુદ્ધાદ્વૈતસિદ્ધાન્ત કહે છે રામાનુજના મતને વિશિષ્ટાદ્વૈતસિદ્ધાન્ત કહે છે વેદના અર્થ તે સર્વ મતવાળા પોતપોતાની બુદ્ધિ પ્રમાણે ભિન્ન ભિન્ન કરે છે અઢારમાસૈકામા વેદને માનનાર સ્વામીનારાયણનો મત થયો. માધવતીર્થ શકરાચાર્ય કહે છે કે તે મત વેદવિરૂદ્ધ છે—પચાશ વર્ષ પહેલા લગભગ આર્યસમાજના સ્થાપક સ્વામિ દયાનન્દસરસ્વતી થયા સ્વામિજીએ વેદના ઉપર જુદી ટીકા કરી સ્વર્ગ, નરક, મૂર્તિ, શ્રાદ્ધક્રિયા, અદ્વૈતસિદ્ધાન્ત વગેરેનુ ખડન કરી સ્વમતિ અનુસારે વેદના અર્થ ભિન્ન કર્યા પુરાણોમા પોપલીલા છે તે જૂઠા છે એમ માન્યતા સિદ્ધ કરી બતાવી. વામમાર્ગીયો પણ વેદને માની પોતાની કલ્પના પ્રમાણે અર્થ કરે છે વેદને માનનારાઓમા પણ ભિન્ન ભિન્ન માન્યતા છે—પરસ્પર એક બીજાનુ તેઓ ખડન કરે છે મધ્વાચાર્યનો મત જુદો છે નિમ્બાર્કનો મત જુદો છે, તે પણ ભિન્ન ક્રિયા—વિચારને વેદના આધારે જણાવી અન્યોનુ ખડન કરે છે આ સર્વ મતવાળા કહે છે કે અમારૂ કહેવુ ખરૂ છે, અમારા હૃદય-

મા આવી પરમેશ્વર બરાબર બતાવે છે–પોતપોતાની માન્યતાઓ સિદ્ધ કરવા વેદના અર્થ ભિ ન ભિન્ન કરે છે પરસ્પર વિરૂદ્ધ અર્થોમાથી કોનુ કહેવુ સત્ય છે તે આજ સુધી કોઇ નક્કી કરતો નથી

પ્રશ્ન—વેદમા જગતનો બનાવનાર ઇશ્વર છે એમ કહ્યુ છે તે શું સત્ય છે ?

ઉત્તર—વેદના માનનારા આર્યસમાજીઓ વગેરે કહે છે કે–ઇશ્વરે જગત્ બનાવ્યું છે એમ વેદમા લખ્યુ છે દશ્ય પ્રપચને અસત્ માનનાર અને ફક્ત એક બ્રહ્મને માનનાર અદ્વૈતવાદના આધારે જોતા ઇશ્વર જગત્કર્તા વસ્તુત સિદ્ધ ઠરતો નથી આ દેખીતું જગત્ વસ્તુરૂપ છેજ નહીં અર્થાત–અસત છે, અને અસતનો બનાવનાર ઇશ્વર સિદ્ધ ઠરતો નથી એમ તેઓ વેદના આધારે કહે છે अससीमाया છે ફક્ત એક બ્રહ્મ છે જગતમા કોઈ બ્રહ્મવિના બીજી વસ્તુ નથી ત્યારે જગત પણ અદ્વૈતવાદ પ્રમાણે અસત્ ઠર્યું અસત્ વસ્તુ જે હોય છે તેનુ ઉપાદાન વા નિમિત્ત કારણ ઇશ્વર વા બ્રહ્મ સિદ્ધ ઠરતુ નથી, ત્યારે અદ્વૈતવાદ પ્રમાણે વસ્તુત ઇશ્વર કર્તા સિદ્ધ ઠર્યો નહીં, ઉપચારથી કદાપી કહેવામા આવે તો ઉપચારનું કઇ ઠેકાણું નથી ઉપચારથી તો અનેક વસ્તુઓને જગત્ કર્તાપણુ સિદ્ધ કરી શકાય–માટે અદ્વૈતવાદ પ્રમાણે જગત્ કર્તા ઇશ્વર કહી શકાય નહીં સ્વપ્નની પેઠે અસત્ આ જગત્ છે ત્યારે તેનો કર્તા તે મત પ્રમાણે ઇશ્વર સિદ્ધ થઇ શકે નહીં ભગવતગીતાના ચોથા અધ્યાય–શ્લોક આધારે પણ ઇશ્વર જગત-કર્તા સિદ્ધ થઇ શકતો નથી

પ્રશ્ન—વેદમા જગતની આદિ બતાવી છે કે અનાદિ બતાવી છે ?

ઉત્તર—અદ્વૈતવાદસિદ્ધાન્ત પ્રમાણે જગત્ અસત્ છે ત્યારે તે મત પ્રમાણે તો જગત્ અસત્ છે તો તેની આદિ વા અનાદિ કહી શકાતી નથી नासतो विद्यते भावो—આ ભગવદ્ગીતાના

વાક્યથી અસતની ઉત્પત્તિ દેખાતી નથી તો તેની આદિ વા અનાદિની ચર્ચા ક્યા રહી સ્વપ્નની પેઠે પ્રાતિભાસિક જગતને માનીને તેની આદિ કહેવામા આવે તો તે પણ યોગ્ય નથી—કારણ કે પ્રાતિભાસિક પદાર્થો કઈ વસ્તુરૂપે નિત્ય નથી અને જ્યારે એમ છે તો તેનો કર્તા ઇશ્વર સિદ્ધ ઠરતો નથી, અને જ્યારે પ્રાતિભાસિક જગતનો બનાવનાર ઇશ્વર કહેવાય નહી ત્યારે આદિ વા અનાદિ શી રીતે કહી શકાય ? પુરાણને માનનાર, ભિન્ન ભિન્ન બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ વગેરેએ આ જગત્ બનાવ્યુ છે એમ માને છે પણ તેમાથી એકનો પણ નિર્ણય કરી શકાતો નથી રામાનુજના મત પ્રમાણે જગતકર્તા ઈશ્વર છે—તેથી તે મતના આધારે જગતની આદિ સિદ્ધ થાય છે—પણ તેઓ ઇશ્વરને સાકાર માને છે તેથી ચર્ચા ઉઠે છે કે-ઇશ્વર જગતમા રહે છે કે જગતની બહાર રહે છે જો જગતમા ઇશ્વર રહેતા હોય તો અનાદિકાળથી જગત્ છે એમ સિદ્ધ ઠર્યું—જો ઇશ્વર જગતની બહાર છે એમ કહેવામા આવે તો તે પણ કથન અસત્ય ઠરે છે—કારણ કે આકાશવિના ઇશ્વર રહી શકે નહીં અને આકાશ છે તે પણ જગતનો એક ભાગ છે આર્યસમાજીઓ પ્રવાહરૂપે પરમાણુરૂપ આ જગત્ અનાદિકાળથી છે એમ માને છે અને પ્રલયની અપેક્ષાએ સ્થુલ આકારવાળા જગતની આદિ છે એમ માને છે

**પ્રશ્ન**—વેદના આધારે જગત્ અનાદિકાળથી છે એમ શુ સિદ્ધ ઠરે છે ?

**ઉત્તર**—જગતમા મુખ્ય બે પદાર્થ છે-ચૈતન્ય કહો, વા આત્મા કહો, વા જીવ કહો જે છે તે એક ચૈતન્યતત્ત્વ અને બીજુ જડતત્ત્વ છે પૃથ્વી જલ અગ્નિ-વાયુ વગેરેના પરમાણુઓના સ્કધો જડ છે ચૈતન્યતત્ત્વ અર્થાત આત્માઓ પણ અનાદિકાળના કાળના છે અને પરમાણુઓ પણ અનાદિ કાળના છે એમ આર્યસમાજીઓ માને છે આકાશ પણ અનાદિકાળથી છે—પરમાત્મા પણ અનાદિકાળના છે [illegible] આત્માઓ-પ્રકૃતિ-

પરમાણુરૂપ જગત્-પરમાત્મારૂપ જગત્ અનાદિ કાળથી છે એમ સિદ્ધ ઠર્યું સ્થૂલ આકારરૂપ જગતની આદિ આર્યસમાજીઓ માને છે અને સ્થુલ પર્યાયરૂપ જગતની આદિ પણ તેમના મત પ્રમાણે સિદ્ધ થાય છે વેદની માન્યતાવાળાઓ કેટલાક જગતની આદિ પણ સ્વીકારે છે પણ અનાદિ માન્યા વિના છુટકો થતો નથી

પ્રશ્ન—જગત્ અનાદિકાળનુ છે એમ જ્યારે સિદ્ધ થયુ તેથી શો ફલિતાર્થ નીકળ્યો ?

ઉત્તર—જગત્ અનાદિકાળનુ છે એમ સિદ્ધ ઠર્યું તેથી જગતનો બનાવનાર ઇશ્વર નથી એમ વેદના આધારે સિદ્ધ ઠર્યું આત્માઓ-પરમાત્મા-પ્રકૃતિ-પરમાણુઓ એજ જગત છે એમ જ્યારે અનાદિકાળથી છે ત્યાર તે વસ્તુનો બનાવનાર કોઈ સિદ્ધ ઠર્યો નહિ ત્યારે તે પદાર્થરૂપ જગત અનાદિકાળથી છે એમ આર્યસમાજીઓના મત પ્રમાણે વેદના આધારે સિદ્ધ ઠરે છે અદ્વૈતવાદી સનાતન વેદાતિયોની માન્યતા પ્રમાણે વેદના આધારે જગત ભ્રાન્તિરૂપ છે અર્થાત્ અસત્ છે ત્યારે અસત્ જગતનો કર્તા ઇશ્વર સિદ્ધ ઠરી શકતો નથી

પ્રશ્ન—સૂક્ષ્મ પરમાણુઆદિરૂપ જગત્ અનાદિકાળનુ છે તેથી તેનો કર્તા ઇશ્વર નથી એમ આર્યસમાજીઓના મત પ્રમાણે છે, પરંતુ પરમાણુઓનુ બનેલુ જે સ્થૂલ જગત્ છે તેને તો ઇશ્વર બનાવે છે-પરમાણુઓને ઇશ્વર ભેગા કરી અનેક આકાર બનાવે છે જીવોએ જેવા જેવા કર્મ કર્યા હોય છે તેના અનુસારે જીવોને સુખ-દુઃખ આપે છે, ઉચ નીચ અવતાર આપે છે, માટે સ્થૂલ જગતનો કર્તા ઇશ્વર માનવો જોઇએ—એમ આર્યસમાજીઓ વગેરે કહે છે તો તે બાબતમા શું સમજવુ ?

ઉત્તર—આત્મા, કર્મ તથા ઇશ્વરનુ સ્વરૂપ બરાબર સમજવામા આવે તો સત્યસિદ્ધાન્તની માન્યતા સિદ્ધ થઇ શકે

જડપરમાણુઓમા સ્કંધરૂપે મળવાની શક્તિ રહેલી છે કર્મસહિત જીવોમા જડરૂપ પરમાણુઓના સ્કંધોને પોતાના શરીરરૂપે બના વવાની શક્તિ રહેલી છે તેથી કર્મના યોગે જીવો પણ પૃથ્વીના અનેક શરીરો તથા જલ, અગ્નિ, વાયુ વગેરેના શરીરો ધારણ કરી પૃથ્વીકાય-અપકાય તેજસ્કાય-વાયુકાય વનસ્પતિકાય અને ત્રસકાય વગેરે નામ ધારણ કરે છે આ પ્રમાણે કર્મસહિત જીવોમા પરમાણુના સ્કંધોને આકર્ષવાની શક્તિ રહેલી છે તથા પરમાણુઓમા પણ સ્વાભાવિકરીત્યા સ્કંધપણે થવાની તથા વિખરવાની શક્તિ રહેલી છે ત્યારે તેવા પ્રકારની શક્તિનો આરોપ ઇશ્વરમા કલ્પવો તે યોગ્ય નથી સાયન્સવિદ્યાથી પણ સિદ્ધ થઇ ચુક્યુ છે કે પરમાણુઓમા સ્વભાવિક રીતે મોટા નાના આકારો રૂપે થવાની શક્તિ રહી છે અને તે પોતાની મેળે નાના મોટા આકારમા ગોઠવાય છે કર્મસહિત જીવોમા પણ પરમાણુ સમૂહોને શરીરરૂપે બનાવવાની શક્તિ રહી છે તેથી નિરંજન નિરાકાર પરમાત્મા સિદ્ધ બુદ્ધને પરમાણુઓને ભેગા કરનાર વગેરે માનવો તે વસ્તુત જોતા અસત્ય ઠરે છે રાગદ્વેષ રહિત પરમાત્મા છે— તેથી સ્થૂલરૂપ જગત બનાવવાનુ પરમાત્માને કંઇ પણ પ્રયોજન નથી એમ કહેવામા આવે કે "પરમાત્મામા ઇચ્છાશક્તિ રહી છે તેથી સ્થુલ જગત બનાવવાનો સંકલ્પ કરે છે"-આ કથન પણ યોગ્ય નથી અપૂર્ણને ઇચ્છા હોય છે-રાગવિના ઇચ્છા ઉત્પન્ન થતી નથી, અને રાગ હોય ત્યા દ્વેષ પણ હોય છે તેથી પરમેશ્વરમા ઇચ્છા કહેતા તે રાગદ્વેષી ઠરે છે સિદ્ધાન્ત એવો છે કે રાગ અને દ્વેષ સહિત હોય તે પરમાત્મા કહેવાય નહીં. પરમાત્માની ઇચ્છા પ્રયોજન પૂર્વક છે કે અપ્રયોજન પૂર્વક ? જો પ્રયોજનપૂર્વક કહેવામા આવશે તો તેની સિદ્ધિ થતી નથી જીવોને કર્મ ભોગવવા માટે જગત બનાવ્યું એ પણ વાત સત્ય નથી અપ્રયોજનથી તો કહેવાશે નહીં. કારણકે જગત તો અનાદિકાળથી છે કર્મમા સુખ દુઃખ આપવાની શક્તિ રહી છે તેથી ઇશ્વરને જગત રચવાનુ

પ્રશ્ન—ઇશ્વર લીલા કરવા માટે જગતને બનાવે છે એમ કેમ મનાય ?

ઉત્તર—અલબત ન મનાય શું ઇશ્વરને પણ બાલકોની પેઠે લીલા કરવાનુ ગમે છે ? બાળકો તો સુખના માટે ક્રીડા કરે છે શું ઇશ્વરને જગત્ બનાવ્યા પહેલા દુ ખ હતું કે પાછળથી સુખને માટે લીલારૂપ જગત્ બનાવ્યું ? ઇશ્વરને જગતની પહેલા દુઃખ હતું એમ તો કદી કહેવાશે નહીં પ્રથમ દુઃખ હતું એમ કહેવાથી દુ ખનો ભોક્તા ઇશ્વર ઠરવાથી ઈશ્વરનું ઇશ્વરપણું ચાલ્યું ગયું પ્રથમ ઇશ્વરમા અનન્તસુખ હતું તો પણ લીલામાટે જગત બનાવ્યુ એમ પણ કહેવાશે નહીં, કારણ કે જેનામા અનન્તસુખ છે તેને જગત્ બનાવવાની શી જરૂર ? અલબત કંઈ પ્રયોજન જણાતું નથી. જેને પરિપૂર્ણ સુખ નથી તે અન્ય વસ્તુઓ દ્વારા સુખ લેવા પ્રયત્ન કરે છે ઇશ્વરમા તેમ કલ્પના કરતા ઇશ્વરની ઇશ્વરતા બીલકુલ નષ્ટ થઇ જાય છે

પ્રશ્ન—ઇશ્વરની ઇચ્છાના સકલ્પમાત્રથી એક ક્ષણમા જગત્ બની જાય છે એ વાત ખરી છે ?

ઉત્તર—બિલકુલ ખરી નથી કારણ કે ઇશ્વર યાને પરમાત્માને મન નથી અને મનના અભાવે ઇચ્છા પણ હોતી નથી ઇચ્છા અલ્પજ્ઞ જીવોને હોય છે જો ઇશ્વરમા ઇચ્છા માનીએ તો ઇશ્વર પણ અલ્પજ્ઞ ઠરે ઇચ્છાના અભાવે સકલ્પ પણ ઈશ્વરમા ઉઠતો નથી તો જગત્ બનાવવાની તો વાતજ કયા રહી ? અલબત તે વાત ખોટી ઠરી

પ્રશ્ન—ઇશ્વર નિરાકાર છે અને તેને જગતનુ ઉપાદાનકારણ કહેવામા આવે તો શો દોષ આવે ?

ઉત્તર—એમ કહેવામા ઘણા દોષો આવે છે જેવુ ઉપાદાન કારણ હોય તેવુ જગત થાય છે ઇશ્વરને નિરાકાર માનતા જગત કાર્યરૂપ હોવાથી નિરાકાર બનશે પણ જગત્ તો સાકાર

દેખાય છે તેથી ઉપાદાનકારણરૂપ ઇશ્વર સિદ્ધ ઠરતો નથી ઈશ્વરને સાકાર માની તેનેજ જગતનુ ઉપાદાનકારણ કહેવામા આવે તો પુણ્ય-નરક-દુઃખ-શત્રુ-આદિરૂપ ઈશ્વર ઠરવાથી ઈશ્વરની ઈશ્વરતામા અનેક દોષો આવે છે માટે સાકાર ઈશ્વર એક છે અને તે જગતનુ ઉપાદાનકારણ છે તેમ પણ કહી શકાય નહીં

પ્રશ્ન--ઇશ્વરને સાકાર કલ્પી તેને જગતનુ નિમિત્તકારણ માનવામા આવે તો માની શકાય કે નહીં?

ઉત્તર---યુક્તિ પ્રમાણ આદિથી વિચારતા એમ માની શકાય નહીં. સાકાર ઇશ્વરને કાયા (દેહ) ઠરી, જ્યા દેહ હોય ત્યા મન હોય. દેહ અને મન છે તે કર્મવિના હોય નહીં. કર્મથી શરીર બને છે કર્મ આઠ પ્રકારના છે કર્મસહિત હોય તે સિદ્ધબુદ્ધ પરમાત્મા-ઈશ્વર કહેવાય નહીં જ્યારે ઈશ્વરને કર્મ, અને મનુષ્યોને કર્મ, ઈશ્વરને દેહ અને મનુષ્યોને દેહ, ત્યારે ઇશ્વરમા મનુષ્યો કરતા વિશેષ પ્રભુતા ઠરી નહીં જગતનુ નિમિત્તકારણ ઈશ્વરને માની શકાય નહીં સર્વ પ્રકારની ઇચ્છાઓથી તેમજ સર્વ પ્રકારના દુઃખોથી રહિત એવા ઇશ્વરને જગત્ બનાવવાનુ કઇ પણ પ્રયોજન નથી-એમ પહેલા સિદ્ધ કર્યું છે આ ઉપરથી જે લોકો ઇશ્વરને સાકાર માને છે તેઓનો સિદ્ધાત ખોટો ઠરે છે એમ અત્રે જણાવ્યુ છે

પ્રશ્ન---કેટલાક મનુષ્યો એમ કહે છે કે-ઇશ્વર જગતને ઉત્પન્ન કરે છે અને પુન તેનો પ્રલય ( નાશ ) કરે છે-એમ માની શકાય કે નહીં ?

ઉત્તર—એમ માની શકાય નહીં ઇશ્વરને જગત બનાવવાનુ કઇ પણ પ્રયોજન નથી ત્યારે જગતનો નાશ કરવાનુ પ્રયોજન કયાથી હોય ? અલબત નથી નાના બાળકો માટીના ઘર બનાવે છે અને પુન તેને ભાગી નાખે છે-બાળસ્વભાવના લીધે બાળકોની પેઠે ઇશ્વરની બુદ્ધિ નથી. તેથી સર્વજ્ઞ-પરમાત્મા, ઈશ્વર-

વીતરાગ હોવાથી જગત બનાવવાની તથા નાશ કરવાની ખટપટમાં પડતો નથી

પ્રશ્ન—ઈશ્વરમા જીવોને સુખ આપવાની શક્તિ છે તેથી જીવોને સુખ આપવા જગત બનાવે છે–એમ કહેતા શો દોષ આવે છે ?

ઉત્તર—એમ પણ માની શકાય નહીં જ્યારે ઈશ્વરે જીવોને સુખ આપવા જગત બનાવ્યુ ત્યારે હજી સુધી સકળ જીવો જન્મ, જરા-અને મરણ વગેરેના દુખોથી કેમ દુખી દેખાય છે ? ઈશ્વર સર્વ શક્તિમાન હોય તો એક ક્ષણમાત્રમા સર્વ જીવોને કેમ સુખી કરતો નથી ? જીવો પ્રથમ દુખી શાથી હતા ? ઉત્તરમા કહેવુ પડશે કે કર્મથી ત્યારે સમજવાનુ કે કર્મ પ્રમાણે દુખ થાય છે અને તે તો ઈશ્વરથી ટાળી શકાતું નથી, ત્યારે ઈશ્વરે જગત બનાવ્યુ એમ કલ્પના કરવાથી શો ફાયદો છે ? વળી પુછવાનુ કે જગતની પૂર્વે જીવો હતા-એમ સિદ્ધ થયુ તો જીવો કયા રહેતા હતા ? તમો કહેશો કે જગતમા તો સિદ્ધ થયુ કે પૂર્વે પણ જગત હતું કદાપિ એમ કહેશો કે જીવો પૂર્વે આકાશમા રહેતા હતા, પૂર્વે પાણી હતું, ત્યારે સિદ્ધ થયુ કે પ્રથમ પણ જીવ-કર્મ-આકાશ-પાણીરૂપ આદિ સર્વ જગત હતું, માટે અનાદિકાળથી જગત છે એમ માનવુજ જોઈએ. જગતના સાંસારિક પદાર્થો ક્ષણિક છે, સદાકાળ એકસરખા સુખ દેનારા રહેતા નથી, માટે અધ્યાત્મદૃષ્ટિથી વિચારતા પણ જગતનો કરતા ઈશ્વર સિદ્ધ ઠરતો નથી

પ્રશ્ન—ઈશ્વરે પ્રથમ આકાશ ઉત્પન્ન કર્યું પશ્ચાત્ એક ઈંડુ બનાવ્યુ તેના બે વિભાગ કરી આકાશ પાતાળ બનાવ્યુ પશ્ચાત્ પાણી, પશ્ચાત પૃથ્વી, પશ્ચાત મનુષ્યો બનાવ્યા, એમ કેટલાક માને છે શુ એ વાત ખરી છે ?

ઉત્તર—આ વાત પણ સત્ય નથી. આકાશ નિરાકાર અને

નિત્ય છે તેનો કર્ત્તા કોઇ ઇશ્વર નથી કારણ કે આકાશ નિત્ય હોવાથી અનાદિકાળનુ છે-ઇડા વગેરેની કલ્પના જૂઠી છે, ઇંડુ કોના પેટમા પાકયુ ? જો કહેશો કે ઇશ્વરના પેટમા પાકયુ તો તેમા અનેક દોષો આવવાથી ઇશ્વરની પ્રભુતા રહેતી નથી. ઇંડુ ફાટયુ એ વાત પણ જૂઠી છે, ઇંડાને ફાટવાનુ પ્રયોજન શું ? જો કહેશો કે પ્રભુની ઇચ્છા-ત્યારે કહેવુ પડશે કે પ્રભુને ઇચ્છા હોતી નથી, જે સપૂર્ણ સુખી છે તેને કોઇ પ્રકારની ઇચ્છા હોતી નથી પૃથ્વી-પાણી-મનુષ્ય વગેરેનો અનુક્રમ જણાવ્યો તે પણ ઘટતો નથી, કારણ કે જ્યારે તે જગતનો કર્ત્તાજ સિદ્ધ ઠરતો નથી ત્યારે ઇશ્વરે અનુક્રમે જગત બનાવ્યુ તેમ સિદ્ધ ઠરી શકેજ નહીં રાગદ્વેષરહિત ઇશ્વરને કોઇ પણ જાતની ઉપાધિનો કર્ત્તા કહેવો તે ઇશ્વરને દૂષણ આપવા બરોબર છે કોઈ કહે છે કે ઇશ્વરે છ દીવસમા જગત બનાવ્યુ અને સાતમા દીવસે થાક લીધો ત્યારથી રવિવારના દીવસે મનુષ્યો પણ રજા પાળી થાક લે છે એવુ ઇશ્વરના ઉપર શ્રમનુ કલક મુકવુ તે બિલકૂલ અયોગ્ય છે

પ્રશ્ન—જગતનો બનાવનાર ઇશ્વર છે એમ ઘણા લોક માને છે માટે ઇશ્વરે જગત્ બનાવ્યુ છે એમ કહેવાય છે એમા શો દોષ છે ?

ઉત્તર—જગતનો બનાવનાર ઇશ્વર છે એમ આખી દુનિયાના મનુષ્યો માનતા નથી. બૌદ્ધોની સખ્યા સાઠ કરોડ લગભગની છે તે પણ ઇશ્વરને જગત રચનાર તરીકે માનતા નથી જૈનો પણ ઇશ્વરને જગતના બનાવનાર તરીકે માનતા નથી-અદ્વૈતવાદિયો પણ વસ્તુત જગતરૂપ માયાને બનાવનાર ઇશ્વર છે એમ માનતા નથી सर्वं खल्विदं ब्रह्म नेह नानास्ति किंचन—નિશ્ચયથી સર્વ બ્રહ્મ છે, બ્રહ્મ છે બીજુ કાઈ નથી-આવા અનેક પ્રમાણો તેઓની માન્યતાના છે તેથી જગત્કર્તૃત્વવાદ સર્વને માન્ય છે એમ વસ્તુત સિદ્ધ ઠરતું નથી. ઘણા લોકો માને-વા આચરે તે સર્વ સત્ય છે એમ એકાન્તે કહી શકાય નહીં. આર્યો કરતા અનાર્યો

ઘણા છે તેથી શુ તેઓનુ કહેલુ માનેલુ એકાન્તે સત્ય ઠરી શકે ? અલબત નહીં તેમજ વિદ્વાનો કરતા મૂર્ખાઓની સખ્યા ઘણી છે તે શુ એકાતે ઘણા મૂર્ખો કહે અને માને તેજ સત્ય કહી શકાય ? અલબત્ત નહીં યુક્તિપ્રમાણથી જે સિદ્ધાન્ત સિદ્ધ ઠરે તે માનવો જોઇએ. જગતનો બનાવનાર ઇશ્વર નથી એમ અનેક યુક્તિપ્રમાણોથી સિદ્ધ થાય છે માટે, ઇશ્વર આ દુનિયાનો બનાવનાર નથી એમ સિદ્ધ ઠર્યું

પ્રશ્ન—ઘણા વર્ષથી જગતનો બનાવનાર ઇશ્વર છે એમ માનવામા આવે છે તેનો ત્યાગ કેમ કરી શકાય ?

ઉત્તર—હા અલબત્ત કરી શકાય ! ખરાબ વૃત્તિયો તથા અજ્ઞાનને ઘણા વર્ષથી આપણે સેવતા આવ્યા છીએ તોપણુ આત્મજ્ઞાનની પ્રાપ્તિ થતા અજ્ઞાનનો ત્યાગ કરીએ છીએ તથા ખરાબ વૃત્તિઓ અને દુરાચરણોનો ત્યાગ કરીએ છીએ, તેવી રીતે ખોટી માન્યતાનો પણુ સત્ય જ્ઞાન થતા ત્યાગ કરવો જોઇએ અને સત્ય માન્યતાનો સ્વીકાર કરવો જોઇએ–એવો શિષ્ટ પુરૂષોનો આચાર છે

પ્રશ્ન—જગતકર્તા ઇશ્વર કોઇપણુ યુક્તિથી શું સિદ્ધ થતોજ નથી ?

ઉત્તર—જગતકર્તા ઇશ્વર કોઇ પણ યુક્તિથી સિદ્ધ ઠરતો નથી કર્તા વાદીને પ્રશ્ન કે તમો સ્વભાવથી ઇશ્વરને જગતનો કર્તા માનો છો કે વિભાવથી ? ઉત્પાદક શક્તિ અને પ્રલય શક્તિ એ બે શક્તિયો ઇશ્વરમા સ્વભાવથી છે વા વિભાવથી છે ? જો ઇશ્વરમા જગત્ કરવાનો સ્વભાવ નિત્ય હોય તો ક્ષણે ક્ષણે જગત્ બનાવવારૂપ કાર્ય કરવાનો અને કદી પણ તે વિશ્રામ લેશે નહિ આ તમારા મતમા દોષ આવે છે એ વિભાવથી જગતનો કર્તા ઇશ્વર માનશો તો વિભાવરૂપ ઉપાધિવાળો ઇશ્વર ઠરવાથી ઇશ્વરની ઇશ્વરતા ટળી ગઇ બીજા પ્રશ્નના

ઉત્તરમા એમ કહેશો કે-પરમાત્મામા પરસ્પર વિરૂદ્ધ ધર્મવાળી એવી ઉત્પાદક અને પ્રલય કર્તૃત્વ શક્તિ રહી છે આમ પણ તમારાથી કહેવાશે નહીં. બ્રહ્મસૂત્રમા नैकस्मिन् એ સૂત્રથી બે વિરૂદ્ધ ધર્મો એક પદાર્થમા રહી શકે નહી એમ જૈનોનું ખડન કરવા લખેલુ સૂત્ર તમારે માન્ય કરવુ પડશે તેમજ જ્યારે એક ક્ષણમા સાથે રહેનારી ઇશ્વરની ઉત્પાદકશક્તિ જગત્ રચવા માડશે કે તુર્ત તેજ ક્ષણમા પ્રલય કરનારી શક્તિ જગતનો નાશ કરી શકશે તેથી જગત્ ઉત્પન્ન થશેજ નહીં. દરેક શક્તિ ક્ષણે ક્ષણે પોતાનું કાર્ય કરતી જાય છે તમો એમ કહેશો કે-ઇશ્વરમા પણ सृष्टिकर्तृत्वशक्ति प्रलयकर्तृत्वशक्ति સ્વભાવથી છે-જેમ મનુષ્યમા બોલવાની તથા ચૂપ રહેવાની શક્તિ સ્વભાવથી છે તેમ ઇશ્વરકર્ત્તા વાદિનો આ ઉત્તર પણ સત્ય નથી-મનુષ્યનુ દૃષ્ટાંત આપ્યું તે પણ યુક્તિયુક્ત નથી કારણ કે મનુષ્ય તો કારણથી બોલે છે અને કારણથી ચૂપ થઈ જાય છે તેવી રીતે ઇશ્વરકર્તૃત્વવાદમા જગત્‌ની ઉત્પત્તિ કરવાનુ તથા નાશ કરવાનુ પ્રયોજન જણાતું નથી પૂર્વોક્ત વિરૂદ્ધ ધર્મવાળી ઇશ્વરની બે સ્વાભાવિક શક્તિયો માનતા અનેક દૂષણો આવે છે, તેમજ પૂર્વોક્ત બે વિભાવિક શક્તિયો માનતા પણ ઇશ્વરને ઉપાધિરૂપ અનેક દૂષણો આવે છે માટે ઇશ્વરકર્તૃત્વવાદ કોઈ પણ રીતે સિદ્ધ ઠરતો નથી

**પ્રશ્ન**—જગતના જીવોની સુબુદ્ધિ વા દુર્બુદ્ધિનો આપનાર ઇશ્વર છે એમ કેટલાક માને છે તે વાત શું ખરી છે?

ઉત્તર—ઇશ્વર વીતરાગ છે ( રાગદ્વેષરહિત છે ) કોઇના પર તેને રાગદ્વેષ નથી કોઇને સુબુદ્ધિ વા દુર્બુદ્ધિ પણ આપતો નથી સર્વ જીવોને ક્ષયોપશમ અનુસારે સુબુદ્ધિ વા દુર્બુદ્ધિ ઉત્પન્ન થાય છે સર્વ જીવોને પુણ્ય અને પાપના અનુસારે સુખ વા દુખ ઉત્પન્ન થાય છે જીવો જેવા જેવા કર્મ કરે છે તદનુસારે ફળ ભોગવે છે ઇશ્વરના ગુણોનુ ધ્યાન ધરે છે તેનામા સુબુદ્ધિ ઉપજે છે

**પ્રશ્ન**—કોઇ ધર્મવાળા કહે છે કે તિબેટમા પ્રથમ મનુષ્યોની ઉત્પત્તિ થઇ વર્ષામા જેમ દેડકા થાય છે તેમ

એકદમ મનુષ્યો ઉત્પન્ન થયા પ્રથમ મનુષ્યો અમૈથુની ઉત્પન્ન થયા પશ્ચાત્ મનુષ્યોની મૈથુની સૃષ્ટિ થઈ કોઇ ધર્મવાળા કહે છે કે-એદનની વાડીમા ઇશ્વરે માટીથી આદમ નામના પુરૂષને અને હવા નામની સ્ત્રીને બનાવી-ત્યાગ્થી મનુષ્યો થવા લાગ્યા કોઇ બ્રહ્માએ મનુષ્યો બનાવ્યા એમ કહે છે ઇત્યાદિ ઘણા જુદા જુદા વિચાર છે તેમા શુ ખરૂ છે તે જણાવશો

ઉત્તર—આર્યસમાજીઓ પ્રથમ તિબેટમા મનુષ્યોની ઉત્પત્તિ માને છે તેમા કોઈ દાર્શનિક પ્રમાણુ નથી ફક્ત તે કલ્પના કરેલી છે ભારતવર્ષમા મનુષ્યોની ઉત્પત્તિ પૂર્વે નહોતી એમ કદાપિ કહી શકાય નહીં. જૈનશાસ્ત્રાધારે અનાદિકાળથી મનુષ્યો વગેરે જીવોનો પ્રવાહ છે ભારતભૂમિમા અનાદિકાળથી પ્રવાહની અપેક્ષાએ મનુષ્યો થયા કરે છે જે લોકો એદન વગેરેમા ઇશ્વરે મનુષ્યની ઉત્પત્તિ કરી તેમ માને છે તે પણ જૈનશાસ્ત્રથી વિરૂદ્ધ છે, કારણુ કે (મૂલ नास्ति कुत शाखा-મૂળ ન હોય તો શાખા કયાથી ? ) જ્યારે જગતનો બનાવનાર ઇશ્વર નથી ત્યારે એદનની વાડીમા આદમ અને હવાને બનાવ્યા તે પણુ કયાથી સિદ્ધ થઇ શકે ? અલગત સિદ્ધ થઇ શકે નહી કોઇ જગતના કર્તા તરીકે બ્રહ્માને બતાવે છે, કોઇ વિષ્ણુને બતાવે છે, કોઇ મહાદેવને બતાવે છે, કોઇ શક્તિને બતાવે છે, કોઇ સ્વામીનારાયણને બતાવે છે એમ જ ાતકર્તાની માન્યતા સબધી એવી નિર્જીવ દલીલો વાળી, ઘણી કલ્પનાઓ છે કે જે પરસ્પરની દલીલોમા સેકડો દોષ આવે છે આ ઉપરથી સાર લેવાનો કે-જગતકર્તા સબધી માન્યતાઓ સર્વ જૂઠી છે કોઇ જગતનો કતા (બનાવનાર) નથી પૂર્વે અમૈથુની સૃષ્ટિ હતી અને પશ્ચાત્ મૈથુની સૃષ્ટિ થઇ એમ કહેવામા પણુ સત્ય દલીલ નથી મૈથુન વિના મનુષ્યોની ઉત્પત્તિ થઇ શકતી નથી કારણુ વિના કાર્યની ઉત્પત્તિ થઇ શકેજ નહી અનાદિકાળથી મૈથુની સૃષ્ટિ ચાલે છે

પ્રશ્ન—કોઇ ધર્મવાળા એમ કહે છે કે જ્યાર ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે પરમેશ્વર અવતાર ધારણુ કરે છે શુ આ વાત ખરી છે ?

ઉત્તર—એવી માન્યતા ખરી નથી કર્મરહિત થએલા સિદ્ધ પરમાત્માને અવતાર ધારણ કરવાની કઇ પણ જરૂર નથી, તેમજ કર્મરહિત થએલા પરમાત્મા પાછા સંસારમાં જન્મ લઇ શકતા નથી–न च स पुनरावर्तते-यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम આવા વેદાન્તસૂત્રોથી પણ સિદ્ધ થાય છે કે મુક્ત પરમાત્મા, પરમેશ્વર, અવતાર લઇ શકતા નથી વળી કહ્યુ છે કે—

॥ श्लोक ॥

दग्धे बीजे यथात्यन्त-प्रादुर्भवतिनाङ्कुर ।
तथा कर्मबीजे दग्धे-न रोहते भवाङ्कुर ॥१॥

ભાવાર્થ—બીજ બળી ગયે છતે જેમ અંકુરો પ્રકટતા નથી તેમ કર્મબીજ બળી ગએ છતે જન્મરૂપ અંકુરો ઉત્પન્ન થઇ શકતા નથી કર્મવિના અવતાર લઇ શકાતો નથી પરમાત્મા કર્મરહિત છે તેથી તેમને અવતાર લઈ દુ:ખ ભોગવવુ પડતું નથી પરમાત્માને અવતાર લેવાનુ માનશો તો પરમાત્માને કર્મ ઠર્યું, અને જેને કર્મ લાગ્યુ હોય તે સિદ્ધબુદ્ધ પરમાત્મા પરમેશ્વર કહી શકાય નહી પરમાત્માનો કોઇ શત્રુ નથી, તેમજ કોઈ મિત્ર પણ નથી પરમાત્મા રાગદ્વેષરહિત છે તેથી પરમાત્માના જ્ઞાનમા સર્વ જેવા હોય છે તેવા ભાસે છે જેમ આરીસામા ગમે તેવા પદાર્થો ભાસે તેમા આરીસાને કઇ રાગદ્વેષ નથી, તેવી રીતે પરમાત્માના કેવલજ્ઞાનમા અનેક પદાર્થો ભાસે છે, પણ તેથી પરમાત્માને રાગ કે દ્વેષ કદાપિ ઉત્પન્ન થતો નથી. કારણ કે રાગદ્વેષનો ક્ષય કર્યાથી તો પરમાત્મા થયા છે એવા વીતરાગપરમાત્મા સદાકાળ અનંતસુખના ભોગી છે કર્મના સંપૂર્ણ ક્ષયથી કદી અવતાર ધારણ કરતા નથી માટે ભગવાને દશ અવતાર ધારણ કર્યા, ઈત્યાદિ જે કલ્પનાઓ ચાલે છે તે સર્વે ખોટી છે

પ્રશ્ન—વેદાન્તને માનનારા અદ્વૈતવાદિયો એમ કહે છે કે બ્રહ્મ વિના જગતમા કોઇ અન્ય પદાર્થ નથી માયા અસત્ છે, બ્રહ્મ સત્ છે, જડ નામનો કોઇ પદાર્થ સત્ નથી–એમ પ્રતિપાદન કરે છે તે શું યોગ્ય છે ?

ઉત્તર—અદ્વૈતવાદિયોનું એવું માનવું સિદ્ધ થતું નથી માટે તે અયોગ્ય છે ન દ્વૈત અદ્વૈત ન બે તે એક બે વસ્તુનો નિષેધ કર્યો તે જ્ઞાનથી કર્યો કે અજ્ઞાનથી કર્યો ? જો જ્ઞાનથી બેનો નિષેધ કર્યો તો બીજી જડ વસ્તુનો જ્ઞાનમાં ભાસ થયા વિના તેનો નિષેધ થઇ શકે નહીં, તેથી સિદ્ધ ઠર્યું કે જ્ઞાનમાં ભાસેલી જડ વસ્તુ છે, અને તેથી જગતમાં ચેતન અને જડ એ બે પદાર્થ સિદ્ધ થયા. સાયન્સવિદ્યાના પ્રોફેસરો પણ કહે છે કે જડ અને ચેતન એ બે પદાર્થનું જગતમાં અસ્તિત્વ સિદ્ધ ઠરે છે નાસતો વિદ્યતે ભાવો આ ગીતાના વાક્ય પ્રમાણે અસત્ હોય તે હોઇ શકે નહીં–અર્થાત આકાશ પુષ્પની પેઠે કદી આંખે દેખાય નહીં. જડ પદાર્થો અનેક આકારવાળા દેખાય છે માટે તેની અસ્તિતા સિદ્ધ ઠરતા દ્વૈતવાદની ઉત્પત્તિ સહેજે થાય છે આર્યસમાજીઓ, રામાનુજ પંથવાળા વગેરે પણ જડ અને ચેતન એ બે તત્ત્વોનો સ્વીકાર કરે છે, અને કહે છે કે ચાર વેદ વેદાંતમાં દ્વૈતવાદ છે ખ્રીસ્તિઓ, મુસલમાનો પણ જડ અને ચેતન એમ બે તત્ત્વ તો માને છે આ પ્રમાણે જૈન ધર્મથી ભિન્ન એવા દર્શનોની પણ દ્વૈતવાદની માન્યતા છે તેથી સિદ્ધ થયું કે, જગતમાં અનાદિ કાળથી બે વસ્તુઓ હોવાના લીધે દ્વૈતવાદની માન્યતા ત્રણ ભુવનમાં ગાજી રહી છે અદ્વૈતવાદના સ્થાપનમાં જે વેદસૂત્રોનું તે પ્રમાણ આપે છે તેજ સૂત્રોનો અર્થ કરી આર્યસમાજીઓ વગેરે બે તત્ત્વની સિદ્ધિ કરે છે જ્યારે બૌદ્ધોમાં વિજ્ઞાનવાદનું જોર હતું ત્યારે બૌદ્ધોના સામા ટકી રહી વેદનું અસ્તિત્વ રાખવા આદ્ય શંકરાચાર્યે એક બ્રહ્મવાદ સામો મૂકી વેદધર્મને ટકાવી રાખ્યો હોય એમ અનુમાનથી લાગે છે શંકરાચાર્યની પૂર્વે અદ્વૈતવાદ નહોતો એમ આર્યસમાજીઓ કહે છે તે ગમે તેમ હોય પણ જગતમાં જડ અને ચેતન એ બે પદાર્થ હોવાથી દ્વૈતભાવની સિદ્ધિ થાય છે કદાપિ એમ કહેવામાં આવે કે "જડ વસ્તુઓ છે પણ તે સ્વપ્નની પેઠે ભ્રાંતિરૂપ છે માટે એક બ્રહ્મને માનીએ છીએ" આમ પણ કહેવું અયોગ્ય ઠરે છે, કારણ કે રૂપી જડ વસ્તુઓ જે જે કાર્યરૂપે છે તેનું રૂપાંતર (ઉત્પાદ-વ્યયની અપેક્ષાએ) થાય છે, પણ પરમાણુઓ તો સદાકાલ દ્રવ્ય

પણ નિત્ય હોય છે તેથી તેનો કદી નાશ થતો નથી, માટે સ્વપ્નની પેઠે એકાતે જડ વસ્તુઓને ક્ષણિક કદાપિ કહી શકાય નહી માટે દ્વૈતવાદનો સ્વપ્નની ભ્રાંતિના દ્દષ્ટાંતથી પણ નાશ થતો નથી જે જે વસ્તુઓ આ ભવમા વા પૂર્વભવમા દેખી હોય છે તેનુ પ્રાય સ્વપ્ન આવે છે સ્વપ્ન પણ મતિજ્ઞાનનો એક ભાગ છે, માટે તે જ્ઞાનરૂપે સત્ છે માટે દ્વૈતવાદની સિદ્ધિ થાય છે આત્મા મહાકાલ જડવસ્તુથી ન્યારો છે, એકરૂપ છે, એમ અધ્યાત્મભાવની અપેક્ષાએ અદ્વૈતપણું તો જૈનો માને છે પણ તેથી કઇ જડ વસ્તુ છે જ નહીં એમ તો જૈનો માનતા નથી કોઇ જ્ઞાની કહે કે, હે ભવ્યો ! તમે અન્ય વસ્તુઓમા મારુ મારૂ શુ માનો છો ? તમે તો એક આત્મા છો, તમારૂ કોઇ નથી, એકલા આવ્યા અને એકલા જશો માટે ચેતી લો શરીર-મન-વાણી પણ આત્માથી ભિન્ન છે આત્માની સાથે કર્મ લાગ્યુ છે પણ આત્મા કર્મથી ભિન્ન છે પોતાને એકરૂપ માની અન્યમા પોતાપણું આત્મા ભૂલી જાય તો આત્મા ખરેખર કર્મરહિત થઇ એક શુદ્ધ રૂપમય બની જાય આમ કહેવાથી અધ્યાત્મની અપેક્ષાએ અદ્વૈત ભાવના, ભાવવાની અપેક્ષાએ સિદ્ધ ઠરી, પણ તેથી કઈ જડ વસ્તુઓ દુનિયામા છે નહી એમ સિદ્ધ થયુ નહી માટે તત્ત્વની અપેક્ષાએ સર્વજ્ઞ તીર્થંકરકથિત દ્વૈતવાદ સિદ્ધ ઠરે છે કણાદ પણ સાત પદાર્થ માની દ્વૈતવાદની સિદ્ધતા કબુલ કરે છે સાખ્યો પણ પ્રકૃતિ અને પુરૂષ એ બેને માની દ્વૈતવાદની સિદ્ધિ કબુલ કરે છે નૈયાયિકો પણ દ્વૈતવાદને કબુલ કરે છે સ્વામીનારાયણ પથીઓ પણ દ્વૈતવાદને માને છે જડ અને ચેતન એ બે તત્ત્વ અનાદિકાળથી ભિન્ન ભિન્ન લક્ષણવડે સતરૂપે છે, એમ સર્વજ્ઞની વાણીની શ્રદ્ધા ધારણ કરવી

પ્રશ્ન—સર્વ જીવોનો એક આત્મા છે એમ અદ્વૈતવાદમા કહ્યુ છે તે શુ સત્ય છે ?

ઉત્તર—જિનેશ્વર ભગવાન કહે છે કે સર્વ જીવોનો એક [illegible] છે કે—

માટે વ્યક્તિની અપેક્ષાએ શરીર-વ્યાપક આત્મા માનવો જોઇએ અને લોકાલોક જ્ઞાનમા ભાસે છે તે જ્ઞાનની અપેક્ષાએ આત્મા સર્વવ્યાપક માનવો જોઇએ

પ્રશ્ન—વ્યક્તિની અપેક્ષાએ આત્માને એકાન્ત અણુ જેવડો માની શકાય કેમ ? અણુરૂપ આત્મા એક ઠેકાણેથી અન્યત્ર ગમન કરી શકે એમ માનવામાં શો દોષ છે ?

ઉત્તર—વ્યક્તિની અપેક્ષાએ એકાન્તે અણુરૂપ આત્મા માની શકાય નહીં અણુરૂપે માનેલો આત્મા, શરીરના એક હૃદયના ભાગમા રહી શકે, તેથી શરીરના સર્વભાગોમા થતી સુખદુ ખની ચેષ્ટાને જાણી શકે નહીં, પચેન્દ્રિયના વિષયોને જાણી શકે નહીં, તેમજ અણુરૂપ આત્માને કર્મની અનન્ત પરમાણુઓની વર્ગણાઓ લાગી શકે નહીં, તેથી તેને કર્મનો સબધ પણ ઘટે નહીં અને કર્મનો સબધ ઘટયા વિના દેવલોક વા નરક વગેરેમા જવુ ઘટે નહીં એકાન્ત અણુરૂપ આત્મા એકાન્ત નિત્ય હોવાને લીધે કર્મની સાથે પરિણમે નહીં, અને કર્મની સાથે પરિણમ્યા વિના જન્મમરણ તથા બધમોક્ષ વગેરેની સિદ્ધિ થાય નહીં માટે એકાન્ત અણુરૂપ આત્મા વ્યક્તિની અપેક્ષાએ માની શકાય નહીં અણુરૂપ આત્મા માનવાથી ગમનાગમન થાય એમ કહ્યુ પણ કર્મનો સબધ અણુરૂપ આત્મા માન્યાથી ઘટી શકે નહીં, અને તેથી ગમનાગમન થઇ શકેજ નહીં કારણ કર્મનો સબધ તેની સાથે ઘટી શકે નહીં, માટે, વ્યક્તિઓની અપેક્ષાએ વ્યાપ્ત અને સત્તાની અપેક્ષાએ વ્યાપક—એમ ન અનેક ન્તનયથી આત્માનો પરિણામ સમજવો અને તેની શ્રદ્ધા કરવી

પ્રશ્ન—કેટલાક પરબ્રહ્મને સૃષ્ટિનુ કારણ માને છે, અને યુગાન્તે પરબ્રહ્મમા જ જગત્ પાછુ લીન થઇ જાય છે, એમ માને છે તે શુ સત્ય છે ?

ઉત્તર—એ પણ સત્ય નથી વિવેકદૃષ્ટિથી વિચારતા પરબ્રહ્મને સૃષ્ટિ બનાવવાનુ પ્રયોજન જણાતુ નથી જન્મ-જરા-મૃત્યુ-વ્યાધિ-કષાય-જુગાર-કામ-દુ ખની પરપરાથી વ્યાકુલ એવુ જગત્ રચવાની પરબ્રહ્મને શી જરૂર છે ? અલબત કંઇ પણ જરૂર નથી.

કર્મનો સબધ તેની સાથે ઘટી શકે નહીં માટે અવ્યક્તિની અપેક્ષાએ વ્યાપ્ય અને સત્તાની અપેક્ષાએ વ્યાપક—એમ અનેકાન્તનયથી આત્માનો પરિણામ સમજવો અને તેની શ્રદ્ધા કરવી.

પ્રશ્ન—કેટલાક પરબ્રહ્મ સૃષ્ટિનુ કારણ માને છે, અને યુગાન્તે પરબ્રહ્મમા જ જગત્ પાછુ લીન થઈ જાય છે એમ માને છે, તે શું સત્ય છે?

ઉત્તર—એ પણ સત્ય નથી વિવેકદૃષ્ટિથી વિચારતા પરબ્રહ્મને સૃષ્ટિ બનાવવાનુ પ્રયોજન જણાતું નથી જન્મ–જરા–મૃત્યુ–વ્યાધિ–કષાય–જુગાર–કામ–દુ ખની પરપરાથી વ્યાકુલ એવુ જગત્ રચવાની પરબ્રહ્મને શી જરૂર છે? અલબત્ત કઇ પણ જરૂર નથી જે આ જગત્ દેખાય છે તે પરબ્રહ્મના સ્વરૂપથી જુદા પ્રકારનુ દેખાય છે પરબ્રહ્મરૂપ ઉપાદાનકારણથી આ જગત્ થયુ હોય તો જગતરૂપ કાર્યમા પરબ્રહ્મના ગુણો હોવા જોઇએ પણ તે દેખાતા નથી, અને યોગિઓ તો સસારને દુ ખમય–અને દોષમય સમજી તેનો ત્યાગ કરે છે, માટે જગતને બનાવનાર પરબ્રહ્મ નથી દોષમય જગત્ ત્યાગ કરીને શુકાદિ યોગિયોએ આત્માનુ ધ્યાન ધર્યું છે, તેજ જગતને પરબ્રહ્મ પોતાનામા શી રીતે સમાવી શકે? તે વિચારતા સત્ય જણાય છે કે પરબ્રહ્મમા જગતનો લય થતો નથી અતિનિદ્ય એવા જગતનો પરબ્રહ્મમા લય માનનાર જો બરાબર વિચાર કરે તો પરબ્રહ્મથી જગતનો ઉત્પાદ તથા પરબ્રહ્મમા જગતનો લય થાય છે એવી વાતને માને નહીં તેમજ પરબ્રહ્મે સૃષ્ટિ બનાવી અને સહાર પણ પોતેજ (સાપણીના બચ્ચાને સર્પિણી ખાઇ જાય છે તેની પેઠે) કરે તો હિસા લાગે, અને તેનુ દયાલુપણુ રહે નહીં પરબ્રહ્મ જગત્ રચ્યુ અને તેજ તેનો નાશ કરે તેમા તેને હિસા લાગે નહીં, એમ જો કહેતા હોય તો પિતા પુત્રોનો ઉત્પન્ન કર્તા છે, અને તે પુત્રોનો ઘાત કરે તો તેને પણ હિસાનુ પાપ ન લાગવુ જોઇએ પણ પાપ તો લાગે છે એમ સર્વ કોઇ કહે છે ત્યારે તે ન્યાયે પરબ્રહ્મને પણ પાપ લાગે માટે પરબ્રહ્મ સૃષ્ટિનો નાશ કરે છે એમ કદી કહી શકાશે

નહીં. જગત્ છે તે બ્રહ્મની લીલા છે, માટે તેનો સંહાર કરતા પાપ ન લાગે, એમ કહેશો તો શિકારની રમતમા હરિણ વગેરેને મારનાર રાજાને પણ હિંસારૂપ પાપકર્મ લાગી શકે નહીં, અને રાજાને પાપ તો લાગે છે, માટે બ્રહ્મ પોતે સૃષ્ટિનો નાશ કરે છે એમ ન્યાયથી કહેવાય નહીં. સૃષ્ટિનો ઉત્પાદ અને સૃષ્ટિનો લય બ્રહ્મ કરે છે એમ જે મનુષ્યો માને છે તે નિર્દોષ બ્રહ્મમા દોષનો આરોપ કરે છે બ્રહ્મ નિષ્ક્રિય છે એમ જો કહેશો તો જગત્ રચવારૂપ ક્રિયા તેનાથી બની શકે નહીં, તેમજ બ્રહ્મને સક્રિય કહીએ તો પરિણામી ધર્મ અગીકાર કર્યા વિના કહી શકાશે નહીં અને જો પરિણામી ધર્મને અગીકાર કરશો તો જૈનધર્મમા પ્રવેશ થશે. જીવો બ્રહ્મના અશ છે એમ કહેશો તો તો બ્રહ્મ પોતેજ તેને પોતાની પાસે એચી લેશે, અને તેથી બ્રહ્મનુ ધ્યાન કરવાની જરૂર રહેતી નથી માટે જીવોને બ્રહ્મના અશ કહી શકાય નહીં જીવોને બ્રહ્મના અશ કહેનારના મત પ્રમાણે સર્વે જીવ સરખા થય અને જ્યારે એમ માનવામા આવે તો કોઈ જીવ રોગી–કોઈ શોકી–કોઇ રાજા–કોઇ રક–કોઇ સુખી–અને કોઇ દુખી દેખાય છે તે ભેદનો કરનાર બ્રહ્મથી કોઇ અન્ય હોવો જોઇએ–અને જ્યારે ભેદનો કરનાર બીજો પદાર્થ કર્મ માનશો તો કર્મ અને જીવો એ બે પદાર્થ સિદ્ધ ઠર્યા કર્મનો કર્ત્તા જીવ ઠર્યો ભિન્ન ભિન્ન જીવો ભિન્ન ભિન્ન કર્મ કરે છે, એમ પ્રત્યક્ષ અનુભવથી જોવા માલમ પડે છે, તેથી તે જીવો એક બ્રહ્મના અશ નથી એમ સિદ્ધ થાય છે બ્રહ્મના અશરૂપ જીવો માનો તો તે સરખા હોવાથી ભિન્ન ભિન્ન કર્મ કરી શકે નહીં એ મોટુ દૂષણ આવે છે, માટે કર્મના કર્તા હર્તા જીવો વસ્તુત ભિન્ન ભિન્ન છે, અને તેઓ બ્રહ્મના અશ નથી

બ્રહ્મને નિરજન–નિત્ય–અમૂર્ત–અને અક્રિય કહીને પુન તેને જગત પેદા કરનાર કહ્યુ તે વાઝણીને માતા કહેવા બરાબર છે એકવાર બ્રહ્મને નિષ્ક્રિય કહેવુ અને પુન તેને રાગદ્વેષાદિનુ પાત્ર, કર્તા હર્તા ઠરાવવુ તે અયોગ્ય ઠરે છે

સારાંશ કે જડ જગત્ ભિન્ન છે અને બ્રહ્મ ભિન્ન છે, માટેજ સંસારમાં રહેલા યોગિયો બ્રહ્મનું ધ્યાન ધરે છે અને પોતાના આત્માને કર્મરહિત કરે છે

પ્રશ્ન—વિષ્ણુની માયાથી જગતની રચના તથા નાશ થાય છે એમ કેટલાક કહે છે, તો તેમનું કહેવું શું સત્ય છે?

ઉત્તર—તેઓ કહે છે તે યોગ્ય નથી વિષ્ણુની માયાથી જગત્ બન્યું એમ કહેવું સત્ય નથી, કારણ કે તે કોઇ પણ પ્રમાણથી સિદ્ધ થતું નથી તેઓએ વિવેકદૃષ્ટિથી વિચારવું જોઇએ કે–માયામાં વિષ્ણુ ( ઇશ્વર ) રહ્યા છે–કે વિષ્ણુમાં માયા આશ્રય કરીને રહી છે? ઇશ્વર વિષ્ણુ જ્ઞાનરૂપ હોવાથી સમજતા છતા માયાનો આશ્રય લેઇ શકે નહીં કારણ કે વિષ્ણુરૂપ ઇશ્વર જો પરતન્ત્ર હોય તોજ માયારૂપ જડનો આશ્રય લઇ શકે તે વિના માયાનો આશ્રય લેવાનું કારણ સિદ્ધ ઠરતું નથી માયા જડ હોવાથી તે કંઈ જાણી શકતી નથી તેથી તે પોતાની મેળે વિષ્ણુરૂપ ઇશ્વરનો આશ્રય લેવા સમર્થ થઇ શકતી નથી ઇશ્વર વિષ્ણુની શક્તિથી માયા, જગતનો ઉત્પાદ લય કરે છે, એમ કહેશો તો ઇશ્વરરૂપ વિષ્ણુજ જીવોને સુખદુઃખ વિના કારણે દેનાર ઠરવાથી રાગી અને દ્વેષીપણું વિષ્ણુમાં આવે છે કદાપિ એમ કહેશો કે જીવોના કર્મ પ્રમાણે વિષ્ણુભગવાન્ સર્વને સુખદુઃખ આપે છે તો તે વિષ્ણુભગવાન્, કર્મને અનુસરીને ચાલવાથી પરતન્ત્ર ઠરે છે, અને તેથી ઇશ્વર–વિષ્ણુનું સ્વતન્ત્રપણું ઉડી જાય છે માટે એમ પણ માની શકાય નહીં ઇશ્વરરૂપ વિષ્ણુનો જીવોએ શો અપરાધ કર્યો છે કે તે દરેક જીવપ્રતિ દુઃખકારક માયાને પ્રેરે છે? નિરપરાધ જીવોને દુઃખ દે તે ઇશ્વરરૂપ વિષ્ણુ દયાળુ કેમ ગણી શકાય? વિષ્ણુના જે ભક્તો છે તેને વિષ્ણુભગવાન્ સુખ આપે છે અને જે વિષ્ણુનું ધ્યાન ધરતા નથી તેઓને વિષ્ણુ પોતે દુઃખ આપે છે આમ જો કહેશો તો વિષ્ણુમાં રાગ અને દ્વેષની સિદ્ધિ થઇ અને જેનામાં રાગદ્વેષ હોય તે પરમાત્મા કહેવાય નહીં

પ્રશ્ન—ઇશ્વર પોતાનામાથી જીવોને પ્રગટ કરે છે, અને સસારિભાવ પમાડે છે, અને મહા પ્રલય સમયે પાછા તેઓનો સહાર કરે છે આમ કેટલાક માને છે, તેઓનુ કથન શુ સત્ય છે?

ઉત્તર—તેઓની એ માન્યતા પણ સત્ય નથી પ્રથમ તો તેઓએ વિચારવુ જોઇએ કે ઇશ્વરે જીવોને કયા પ્રયોજન માટે ઉત્પન્ન કર્યા? રાગદ્વેષ રહિત અને અનત સુખમય ઈશ્વર છે, એમ માનતા હોય તો એવા ઇશ્વરને જીવોને ઉત્પન્ન કરવાનુ કઈ પણ પ્રયોજન નથી હવે બીજી રીતે વિચારો કે ઇશ્વર નિત્ય છે કે અનિત્ય? જો ઇશ્વર-વિષ્ણુને નિત્ય કહેશો તો તેનામાથી જીવોનો ઉત્પાદ થઇ શકે નહીં, કારણ કે નિત્ય મત પ્રમાણે એકાન્ત નિત્ય ઇશ્વરમાથી જીવો નીકળવાની ક્રિયા થઇ શકતી નથી ઇશ્વર-વિષ્ણુને સર્વવ્યાપક કહો તો આકાશની પેઠે નિષ્ક્રિય ઠરવાથી જીવોની ઉત્પત્તિની ક્રિયા તે કરી શકે નહીં પોતાનામા રહેલા એવા જીવોને સસારિભાવ પમાડવાથી તે જીવોને જન્મ, જરા અને મરણના દુખો ભોગવવા પડે છે તેથી વિષ્ણુરૂપ ઇશ્વરે જીવોપર દયા કરી નહીં, અને જીવોને દુખના ખાડામા નાખ્યા એમ કહી શકાશે તેમજ ઇશ્વર રૂપ વિષ્ણુમાથી જીવોની ઉત્પત્તિ થવાથી તે જીવો કાર્યરૂપ ઠર્યા, કાર્યરૂપ ઠર્યાથી બૌદ્ધના ક્ષણિકવાદની પેઠે ક્ષણભગુર ઠર્યા તેમજ બીજો દોષ એ આવે છે કે કાર્યરૂપ જીવો અનિત્ય ઠરવાથી જીવોનુ કારણ એવા વિષ્ણુભગવાન્ પણ અનિત્ય ઠરી શકે છે—કારણ કે જેવુ ઉપાદાનકારણ હોય છે તેવુ કાર્ય હોય છે સ્ત્રી પણ પોતાનામાથી ઉત્પન્ન થયેલા જીવો (બાળકો)ને દુખમા નાખવા ઇચ્છતી નથી ત્યારે ઇશ્વર પોતાનામાથી નીકળેલા જીવોને દુખના ખાડામા કેમ નાખે? કદાપિ એમ કહેવામા આવે કે ઇશ્વર-વિષ્ણુએ કર્માનુસારે જીવોને અવતાર આપ્યા—ત્યારે તો એમ કહેતા ઇશ્વરતેવિષ્ણુ પોતે પરતત્ર ઠરે છે, કારણ કે તે કર્મના અનુસારે પ્રવૃત્તિ કરી જીવોને સુખદુખ આપે છે માટે તેવા ઇશ્વર-વિષ્ણુનુ ભજન કરવાથી શો લાભ? અવશ્ય કઇ

લાસ નથી કારણ કે તે કર્યા કર્મથી કઇક અધિક તો આપવા સમર્થ નથી એમ કહેશો કે જીવોને કર્મનો લગાડનાર ઇશ્વર છે, તો સિદ્ધ ઠર્યું કે કોઈને સુખી અને કોઇને દુખી બનાવવાથી ઇશ્વર, રાગીદ્વષી ઠરવાથી ઇશ્વરતા ટકી શકતી નથી જો ઇશ્વરે જીવોને કર્મ લગાડ્યા એમ માનો તો ઇશ્વરે સર્વને સારી બુદ્ધિ વાળા–આસ્તિક અને સુખી કેમ ન બનાવ્યા ? તમે કહેશો કે જેવી ઇશ્વરની મરજી !!! વાહ–વાહ એમ શું કહેવાય ? ઇશ્વર દયાળુ અને જ્ઞાની હોય તો જીવોને સારા સુખીજ બનાવી શકે અને મરજી પણ સારીજ થઇ શકે પણ તેમ ન હોવાથી ઇશ્વરમા અનેક દોષો પ્રાપ્ત થાય છે, માટે ઇશ્વર-વિષ્ણુથી જીવો બની શકતા નથી, અને તે કોઇને સુખદુખ આપી શકતા નથી એમ સિદ્ધ ઠરે છે ઇશ્વર–વિષ્ણુ પોતાના બનાવેલા જીવોનો સહાર કરે તો તેનામા નિર્દયતા ઠરે છે, કારણ કે સામાન્ય સ્ત્રી પણ પોતાના બાલકને મારી નાખતી નથી બાલક પણ પોતાની બનાવેલી વસ્તુનુ રક્ષણ કરવા પ્રયન કરે છે–તેનાથી પણ ઇશ્વર–વિષ્ણુનુ વર્તન વિરૂદ્ધ ઠર્યું માટે તેમ પણ માની શકાય નહીં

જો આ જગતને ઇશ્વરની લીલા કહો તો લીલા કરીને હજારો જીવોને દુખ દેનારા એવા મનુષ્યોને ન વારવા જોઇએ ? દયા–તપ જપ–ધ્યાન પ્રમુખ ઇશ્વરને રૂચતા હોય તો ઇશ્વર–વિષ્ણુ કદાપિ એવી લીલા કરે નહીં લોકમા પણ કહેવાય છે કે જીવાદિનો ઘાત વતો હોય એવી લીલાનો ઇશ્વરે નિષેધ કર્યો છે, ત્યારે બીજાઓને નિષેધ કરનાર ઇશ્વર–વિષ્ણુ પોતે કેમ લીલા કરી જીવોનો મહાપ્રલય વખતે સહાર કરે ? અલબત મહાપ્રલય વગેરે કરે નહીં, અને જીવોનો સહાર પણ કરે નહીં કારણ કે વીતરાગ એવા વિષ્ણુ-ઇશ્વરને રાગદ્વેષ હોતો નથી જે લોકો ઇશ્વર–વિષ્ણુમા જીવોના ઉત્પાદ–પ્રલય વગેરેનો આરોપ કરે છે તેઓ ઇશ્વર–વિષ્ણુ ઉપર હિંસાદિ દોષનો આરોપ ચઢાવે છે– માટે સમજવાનુ કે ઇશ્વર કોઇ જીવોનો ઉત્પન્નકર્ત્તા નથી–તેમજ ઉત્પાદ–પ્રલયને પણ કર્તા નથી કદાપિ એમ કહેશો કે જગત

એ ઇશ્વરની લીલા છે, ત્યારે આ સસાર, ઇશ્વરને ઇષ્ટ હોય તો ગ્રસારી જીવોએ ઇશ્વરની પ્રાપ્તિ માટે કેમ દયા-દાન-વગેરે ધર્મ કરવો જોઇએ ? કારણ કે સસાર છે તે ઇશ્વરને ઇષ્ટજ છે, તેવી સસારનો પાર આવવાનો નથી, માટે એવો અસબદ્ધ પ્રલાપ માની શકાય નહીં

**પ્રશ્ન**—બ્રહ્મ એટલે શુ ?

**ઉત્તર**—જેને સિદ્ધ કહેવામા આવે છે તેજ શુદ્ધ બ્રહ્મ છે જેને કર્મ લાગ્યા છે તેવા આત્માને અશુદ્ધ બ્રહ્મ કહે છે કર્મથી રહિત થએલા બ્રહ્મને વીતરાગ, સર્વજ્ઞ અને સર્વદર્શી કહેવામા આવે છે પરબ્રહ્મને નિર્વિકાર-નિષ્ક્રિય નિર્મય-નિર્મોહ-નિર્મત્સર નિરહકાર-નિસ્પૃહ-નિરપેક્ષ-નિર્ગુણ-નિરાધાર-નિરજન-અનક્ષર-અક્ષર-સિદ્ધ-બુદ્ધ-અનાકૃતિ-અનતક-અપ્રતિક્રિય-અપુનર્ભવ-મહોદય-જ્યોતિર્મય-ચિન્મય-આનન્દમય-પરમેષ્ઠિ-વિભુ-શાશ્વતસ્થિતિ મુક્ત-ગમનાગમનરહિત-પરમાત્મા-જગન્નાથ-મહાદેવ અને વિષ્ણુ આદિ નામોથી બોલાવવામા આવે છે

**પ્રશ્ન**—કર્મ ગ્રહણ કરવાનો અનાદિકાળથી જીવનો સ્વભાવ છે તેને ત્યજીને જીવો સિદ્ધ—બુદ્ધ—પરમાત્મા કેવી રીતે થઈ શકે ?—

**ઉત્તર**—જીવનો અને કર્મનો અનાદિકાળનો સબધ છે, તોપણ તથાપ્રકારની સામગ્રી મળવાથી કર્મનો ત્યાગ કરીને જીવ મુક્ત થઇ શકે છે જેમકે-પારાનો મૂળ સ્વભાવ ચપળ છે, અને અગ્નિમા અસ્થિર રહેવાનો સ્વભાવ છે, તોપણ યોગ્ય એવી ભાવના દેવાથી પારો અગ્નિમા સ્થિર રહે છે અગ્નિમા દાહકતાનો મૂળ સ્વભાવ છે, તોપણ મન્ત્ર અને ઔષધિના પ્રયોગવડે તેમા પ્રવેશ નારને અગ્નિ દહન કરતો નથી ધાન્યમા અકુર પ્રગટવાનો અનાદિથી સ્વભાવ છે પણ જ્યારે તેને બાળી નાખવામા આવે છે ત્યાર અકુરની ઉત્પત્તિ થતી નથી-તેમ આત્માની સાથે અનાદિ કાળથી કર્મનો સબધ છે, પણ પચકારણની સામગ્રી મળતા

કર્મની પ્રવૃત્તિનો નાશ થાય છે, અને આત્મા સિદ્ધબુદ્ધ પરમાત્મા કહેવાય છે

પ્રશ્ન—આત્મા શુભાશુભ કર્મોને વેદે છે, તેમા કોઈ પ્રેરણા કરનાર છે કે નહીં ?—

ઉત્તર—તેમા કોઈ અન્ય પ્રેરણા કરનાર નથી મદિરાનો સ્વભાવ છે કે જે તેનુ પાન કરે તેને ઘેન ચઢાવે-કર્મનો પણ તેવી રીતનો સ્વભાવ છે કે જે તેને ગ્રહણ કરે છે તેને શુભાશુભ ફળ દર્શાવે છે કર્મનો કર્ત્તા જીવ છે કહ્યુ છે કે—

શ્લોક

य कर्त्ता कर्मभेदाना-भोक्ता कर्मफलस्य च
ससर्त्ता परि निर्वात्ता-सह्यात्मा नान्यलक्षण (१)

જે કર્મભેદોનો કર્તા છે અને કર્મફળનો ભોક્તા છે-જે કર્મના યોગે સમર્ત્તા છે અને છેવટે કર્મના નાશથી પરિનિર્વાતા છે તેજ આત્મા સમજવો—આત્મામા કર્મ ગ્રહણ કરવાની અનાદિકાળથી અશુદ્ધ પરિણતિરૂપ શક્તિ રહી છે, ગ્રહણ કરેલા કર્મ ઉદયમા આવે છે, અને તે શુભાશુભ કર્મને ભોગવે છે, તેમા અન્યની પ્રેરણાની કલ્પના કરવાની જરૂર બિલકૂલ જણાતી નથી વિષભક્ષણ કરનાર મરણ પામે છે, તેમા મારવાની શક્તિ વિષના પરમાણુઓના સ્કધમા રહી છે છતા અન્યની કલ્પના કરવી જેમ વ્યર્થ છે તેમ કર્મમાજ શુભાશુભ ફળ વેદાવવાની શક્તિ રહી છે, અને આત્મા તેનો ભોક્તા વેદક બને છે તેમ છતા વચ્ચે અન્ય કોઈ ઇશ્વર વગેરેની પ્રેરણા કલ્પવી તે અયોગ્ય છે કર્મમા તેવી શક્તિ રહી છે માટે તેમા ઇશ્વરની પ્રેરણા માનવી તે આકાશકુસુમવત્ અસત્ય છે કર્મને કોઇ ભાગ્ય—સ્વભાવ—ભગવાન્, અદૃષ્ટ—કાલ—યમ—દૈવ દિષ્ટ—માયા—વિધાન—કિસ્મત—પરમેશ્વર—ક્રિયા—પુરાકૃત—વિદ્યા—વિધિ—પ્રકૃતિ—લોક—કૃતાન્ત—નિયતિ—કર્તા પ્રાકૃકીર્ણલેખ—પ્રાચીનલેખ—વિધાતાના લેખ—નસીબ વગેરે નામથી ઓળખે છે કર્મનો એવો સ્વભાવ છે કે તે સદા અન્યની પ્રેરણા વિના સ્વયમેવ (પોતાની મેળે) સ્વસ્વરૂપ યોગ્ય ફળ પમાડે છે કોઇ સ્ત્રી અન્યની પ્રેરણા વિના વિષયેચ્છાથી કોઇ પુરૂષની સાથે વિષય ભોગવ્યા

બાદ તેનો વિપાકકાળ પૂર્ણ થતા, પ્રસવ સમયે જેમ તેને દુખ થાય છે, તેમ કર્મ પણ વિપાકકાળે–દુખ આપવા સમર્થ થાય છે કોઇ અજારોગી ઔષધ લે છે, ત્યારે તે હિતકારી છે વા અહિતકારી છે તે જાણતો નથી તો પણ તેનો પરિપાક કાળ થતા જેમ તે સુખ વા દુખ આપવા સમર્થ થાય છે, તેમ કર્મોનો ગ્રહણ કરનાર જીવ પોતે આ શુભ છે અને આ અશુભ છે એમ જાણતો નથી, છતા પણ કર્મોનો પરિપાકકાળ થાય ત્યારે તે જીવને સુખ અથવા દુખ આપવા સમર્થ થાય છે, અને આત્મા તે વખતે સુખ અગર દુખનો વેદક બને છે વિષમા જેમ કોઇતત્કાલ નાશ કરનારૂં છે, કોઇ–એક–બે–ત્રણ–છ મહિને–વર્ષ–બે વર્ષ અને ત્રણ વર્ષે પ્રાણનો નાશ કરનારૂં થાય છે–તેમ કર્મો પણ ઘણા પ્રકારના અને ભિન્ન ભિન્ન સ્થિતિના હોય છે તે પોતપોતાનો કાળ પ્રાપ્ત થયે છતે પોતાની મેળે પોતાના કરનાર જીવને તેવા પ્રકારનુ શુભાશુભ ફળ આપે છે વેદાન્તમા ઉદયમા આવેલા કર્મને પ્રારબ્ધ કર્મ કહે છે, જે કરાય છે તેને ક્રિયમાણ કર્મ કહે છે, અને એકઠા કરી રાખેલા કર્મને સચિત કર્મ કહે છે સિદ્ધ અથવા અસિદ્ધ પારો કોઇ રોગીના ખાવામા આવે છે તેનો પરિણામ કાળ પ્રાપ્ત થતા જેમ તે રોગી સુખ વા દુખ પામે છે, તેમ કર્મના પરિપાક કાળમા આત્માને સુખ દુખનુ ભોગવવુ સમજવું સર્વ ઋતુઓ જેમ પોતપોતાનો કાળ પામી મનુષ્યલોકમા રહેલા જીવોને બીજાની પ્રેરણા વિના સુખ દુખ આપે છે તેમ કર્મો પણ પોતપોતાનો કાળ પામીને અન્ય ની પ્રેરણા વિના આત્માને સુખ દુખ વેદાવવાને ઉન્મુખ થાય છે શીતળા–ઓરી–અછબડા વગેરે બાળરોગની ગરમીની અસર જેમ છ મહીના પર્યંત શરીરમા રહે છે, તેમ કર્મો પણ પોત પોતાની મેળે સ્થિતિ પ્રમાણે જીવનનો આશ્રય લે છે આત્માએ પૂર્વે જેવા કર્મ કર્યા હોય તે પ્રમાણે નિમિત્તકારણરૂપ જન્મકુડલીમા ગ્રહો આવે છે

પ્રશ્ન—કર્મની સિદ્ધિ શાથી માનવી જોઇએ ?

ઉત્તર—જગતમા કોઇ સુખી દેખાય છે, કોઇ શેઠના ઘેર

અવતરે છે, કોઇ ગરીબના ત્યા અવતરે છે, કોઇ લૂલા જન્મે છે, કોઈ અધા જન્મે છે, કોઇ નિરોગી જન્મે છે, કોઇ શાતા ભોગવે છે, કોઇ અશાતા ભોગવે છે આવી વિચિત્રતાનુ કારણ કર્મ છે–કર્મવિના અન્યથા સભવે નહીં. જૈનશાસ્ત્રોમા કર્મની સિદ્ધિ પરિપૂર્ણ યુક્તિઓથી બતાવી છે કર્મઆદિ પદાર્થોના પ્રરૂપનાર શ્રી કેવલીભગવાન્ છે માટે કર્મની અસ્તિતા સિદ્ધ થાય છે વેદ અને વેદાન્તમા તથા સાખ્યશાસ્ત્રો અને બૌદ્ધશાસ્ત્રોમા અમુક પ્રકારનુ કર્મ બતાવ્યું છે મુસલમાનો પણ કર્મને કિસ્મતના નામથી ઓળખે છે અને કહે છે કે जैसा किस्मतमें लिखा होगा-वैसा होगा–કર્મવિના જન્મ જરા અને મરણ ઘટી શકે નહીં–જન્મ જરા અને મરણ તો પ્રત્યક્ષ દેખવામા આવે છે માટે તેનુ કારણ કર્મવિના અન્ય નવી કર્મવડે જન્મ–જરા અને મરણ થાય છે–માટે અવશ્ય કર્મની સિદ્ધિ સ્વીકારવી જોઇએ.

**પ્રશ્ન**—આત્મા અમૂર્ત છે અને કર્મ તો મૂર્ત છે, મૂર્ત અને અમૂર્તનો સયોગ કેવી રીતે ઘટી શકે ? ભિન્ન વસ્તુઓ આધારાધેયભાવને કેવી રીતે ધારણ કરી શકે ?

**ઉત્તર**—અનાદિકાળથી આત્માની સાથે કર્મ લાગ્યા છે, સત્તાએ આત્મા અમૂર્ત છે પણ કર્મના કારણથી અનાદિકાળથી કાર્મણ અને તૈજસ શરીર સબધે યુક્ત છે, તેથી વ્યક્તિરૂપે આત્મા, કર્મના લીધે અનાદિકાળથી મૂર્ત કહેવાય છે આત્મા અને કર્મ, એ બેનો સબધ ક્ષીરનીરની પેઠે જાણવો–પ્રથમ જો કર્મવિના એકલો અમૂર્ત આત્મા હોત તો કર્મ પછીથી લાગી શકે નહી –પણ કર્મસહિત અનાદિકાળથી આત્મા, મૂર્તકર્મની સાથે પરિણમ્યો છે તેથી બેનો બરાબર સબધ ઘટી શકે છે–સસારી આત્મા અમૂર્ત કહેવાય છે તે તો તેની સત્તાની અપેક્ષાએ સમજવુ પણ કર્મનો અનાદિકાળનો સબધ જોતા વ્યવહાર નયથી અનાદિકાળથી આત્મા રૂપી કહેવાય છે-આ વ્યવહાર અનાદિકાળનો છે તેથી વ્યવહારનયની અપેક્ષાએ તો આ પ્રશ્ન ઉત્પન્ન થઇ શકે નહીં–કારણ કે વ્યવહારે અનાદિકાળથી મૂર્તકર્મ

અને અમૂર્ત આત્મા એ પરિણામ્યાજ છે મૂર્તકર્મથી અમૂર્ત આત્મા ભિન્ન થતા પશ્ચાત્ ઉપરના પ્રશ્નનો અવકાશ રહેતો નથી તેમ છતા સ્થૂલદૃષ્ટિના જીવોને સમજાવવા સામાન્ય યુક્તિયો દેખાડીએ છીએ. અમૂર્ત એવી બુદ્ધિની મૂર્ત એવી મદિરાથી મન્દતા તથા વિકલતા થતી દેખવામા આવે છે—તે સયોગ સબધ થયા વિના ઘટી શકે નહીં તેમ આત્મા પણ કર્મનો સયોગ ધારણ કરી શકે છે અને આત્માની સાથે ક્ષીરનીરની પેઠે કર્મ પરિણમી શકે છે ગુણનો આશ્રય દ્રવ્ય છે—વ્યવહારનયની અપેક્ષાએ સસારી જીવદ્રવ્યનો ગુણ કર્મ છે એટલે ગુણ ગુણીનો (જીવનો) આશ્રય લે એ ન્યાય છે વિદ્વાનો અમૂર્ત આકાશને મૂર્ત–અમૂત–ગુરૂ લઘુ આદિ સર્વ પદાર્થોનો આધાર માને છે-તેવી રીતે અરૂપી આત્મા–કર્મરૂપ રૂપીદ્રવ્યને ધારણ કરે છે એમ કહેવાય છે રાગ–દ્વેષ–કામ–ઇર્ષ્યા–આદિને આત્મા ધારણ કરે છે-શરીરમા રહેલો આત્મા, પૂર્વોક્ત દોષોને ધારણ કરે છે-કદાચ એમ કહેવામા આવે કે-'પૂર્વોક્ત કર્મ આદિને શરીર ધારણ કરે છે', આમ કહેવુ તે પણ અસત્ય છે, કારણ કે જ્યારે શરીરથી આત્મા દૂર થાય છે—ત્યારે રાગદ્વેષ–હલન–ચલન–સુખદુઃખ ચેષ્ટા-વગેરે કઇ પણ શરીરમા જણાતુ નથી માટે પૂર્વોક્ત સર્વનો આધાર આત્મા છે—એમ વ્યવહારનયની અપેક્ષાએ જાણવુ મિથ્યાત્વ દૃષ્ટિ–ભ્રમ–કષાય–કલા–ક્રિયાનો આધાર વ્યવહારનયની અપેક્ષાએ આત્મ કહેવાય છે વધારે દૂર શા માટે જવુ ? આ દૃશ્યમાન શરીરને અદૃશ્ય આત્મા કેવી રીતે ધારણ કરી રહ્યો છે, તેનો વિચાર કરશો તો સર્વ સમજાશે અશુદ્ધ વિભાવ દશાના યોગે કર્મનો આધાર આત્મા કહેવાય છે શુદ્ધ નિશ્ચયનયની અપેક્ષાએ અન્ય વસ્તુનો આધારભૂત શુદ્ધાત્મા ગણાતો નથી વ્યવહારનયની અપેક્ષાએ આ બાબતનો વિચાર કરતા મૂર્ત અને અમૂતના સબધમા કઈ પણ આશ્ચર્ય લાગતુ નથી કર્પૂર-લસણ વગેરેની સારી નરસી ગધ જેમ આકાશને આશ્રિ રહે છે, તેમ કર્મો સસારિ જીવોને આશ્રિ રહે છે કર્મ અને આત્માના આશ્રય સબધમા ગુરૂગમપૂર્વક ઘણુ સમજવાનુ બાકી રહે છે અત્ર વિસ્તારના

ભયથી ઘણુ વિવેચન કરવામા આવ્યું નથી-માટે આ બાબતમાં જે જે પ્રશ્નો ઉઠે તેનો જ્ઞાની ગુરૂને પુછી નિર્ણય કરવો.

પ્રશ્ન—કેટલા પ્રકારના કર્મ ઉદયમા આવે છે ? અને તે કેટલા પ્રકારે ભોગવાય છે ?

ઉત્તર—કર્મ, ચાર ભેદે ઉદયમા આવે છે અને તે આત્મા વડે આ સસારમા ચાર પ્રકારે ભોગવાય છે-પ્રથમ ભેદ-આ ભવમા કરેલુ શુભ વા અશુભ કર્મ, અહીંજ પ્રાય ઉદયમા આવે છે જેમ કોઈ સિદ્ધ પુરૂષ-સાધુએ રાજાને આપેલી સ્વલ્પવસ્તુ પણ આ ભવમા લક્ષ્મીનો લાભ આપે છે-અને ચોરી-વાત-વ્યભિચાર આદિ કુકૃત્યો અહીંજ નાશને માટે થાય છે, તેમ સમજી લેવુ બીજો ભેદ-આ ભવમા કરેલુ કર્મ, પરભવમા ઉદયમા આવે છે-તપ-વ્રત વગેરે શુભધર્મથી દેવલોક વગેરેની પ્રાપ્તિ થાય છે, અને તેથી વિરૂદ્ધ પાપાચરણથી નરકાદિ દુ ખની પ્રાપ્તિ થાય છે ત્રીજો ભેદ-પૂર્વભવમા કરેલુ કર્મ આ જન્મમા સુખદુ ખ આપનારૂ થાય છે જેમ એક પુત્ર જન્મે છતે તેણે પૂર્વભવમા કરેલા કર્મને લીધે સુખ અને મા વગેરેનો વિયોગ તેને પ્રાપ્ત થાય છે-અને બીજો પુત્ર જન્મેછતે પૂર્વભવના પુણ્યોદયથી-સપત્તિ-પ્રભુતા-તથા માતા વગેરેનુ સુખ-તેને પ્રાપ્ત થાય છે ચોથો ભેદ-પરજન્મમા કરેલુ કર્મ, પરજન્મમા ફળે છે-કોઇએ પૂર્વભવમા આ ભવનુ આયુષ્ય બાધ્યા પછી-તપ-જપ-વ્રત-દાન-શીયલ-આદિ પુણ્ય કર્મવડે મોટુ પુણ્ય બાધ્યુ હોય પણ તે દીર્ઘ આયુષ્યમા ભોગવવા યોગ્ય હોય તો આ ભવનુ આયુષ્ય પૂર્ણ કર્યા પછી પરભવમા-તથાવિધ ઉત્તમ સામગ્રીયોગવાળા દેશ-કુળ-સ્થાન વગેરેમા જન્મ લેઈ તે મોટા પુણ્યનુ ફળ ભોગવવુ પડે છે, તેથી આ ભવમા તે પૂર્વભવોના કર્મને ભોગવે છે જેમ કોઇ પુરૂષે કોઇ ભક્ષ્ય વસ્તુને બીજા દીવસે આ ખપમા આવશે એમ જાણી રાખી હોય છે, તે દીવસ તો તે ભૂખ્યો રહે છે, તોપણ બીજા દીવસે તે તેને ખાઇ શકે છે, તેમ કર્મની બાબતમા પણ સમજી લેવુ

પ્રશ્ન—કર્મ તો જડ છે તેને આત્મા કેવી રીતે આકર્ષી

ભાવનાયોગે કર્મની ભુક્તાદિ ત્રણ અવસ્થા થાય છે સિદ્ધ પરમાત્માઓને કર્મની ત્રણ દશા હોતી નથી, કારણ કે તેઓએ કર્મનો નાશ કર્યો હોય છે અત્ર સામાન્ય સ્થલ દૃષ્ટાંતોથી કેટલુંક કર્મનું સ્વરૂપ સમજાવવામા આવ્યું છે વિશેષ જીજ્ઞાસુએ કર્મ ગ્રથોને વિલોકવા

**પ્રશ્ન**—આત્માના એકેક પ્રદેશે અનત કર્મો લાગ્યા છે તો તેનો સમૂહ, આપણી દૃષ્ટિથી કેમ દેખાતો નથી ?

ઉત્તર—આપણા ચર્મચક્ષુથી સૂક્ષ્મતમ કર્મો દેખી શકાતા નથી ચર્મચક્ષુમા તેને દેખવાની યોગ્યતા નથી પણ વિશિષ્ટજ્ઞાનિયો જ્ઞાનદૃષ્ટિથી દેખી શકે છે દૃષ્ટાન્ત—જેમ વાસણમા અગર વસ્ત્રમા અગર બગીચામા સુગધના પુદ્ગલો હોય છે તે નાસિકાથી જાણી શકાય છે પણ આખોથી દેખી શકાતા નથી, વાયુ જેમ વસ્ત્રના વા વૃક્ષના અગ્રભાગને હલાવે છે, તે આપણે દેખીએ છીએ, પણ વાયુ કાયના શરીરને દેખીશકતા નથી. પ્લેગની અગમ હવાથી હજારો મનુષ્યો મૃત્યુ પામે છે તેઓને આપણે દેખીએ છીએ, પણ પ્લેગની હવાને દેખી શકતા નથી, ટાઢ અને તાપ આપણા શરીરને લાગે છે પણ ટાઢ અને તાપના પુદ્ગલોને આપણે દેખી શકતા નથી અન્યોના મુખમાથી નીકળેલા શબ્દો આપણે સાભળીએ છીએ, પણ ભાષા વર્ગણાને આપણે દેખી શકતા નથી, તેવી રીતે કર્મથી થતી શાતા અને અશાતાને આપણે જાણીએ છીએ પણ કર્મ પ્રકૃતિયોને ચર્મચક્ષુથી દેખી શકતા નથી, વિશિષ્ટ દિવ્ય જ્ઞાનિયો કર્મને પણ જાણી દેખી શકે છે

**પ્રશ્ન**—આત્મા પહેલો કે કર્મ પહેલા ?

ઉત્તર—બન્ને અનાદિકાલથી છે જો જીવને પહેલા કોઇ કહે તો આત્મા (જીવ) નિર્મલ ઠર્યો—સિદ્ધરૂપ ઠર્યો તો તેને કર્મ લાગી શકે નહીં, જો પહેલા કર્મ અને પશ્ચાત્ આત્મા કોઇ માને તો તે પણ ઘટી શકે નહીં, કારણ કે જીવની ઉત્પત્તિ થવાથી તે કાર્યરૂપ ઠરે, અને તેનુ ઉપાદાનકારણ કોઇ કલ્પવુ પડે, ઇશ્વરને ઉપાદાનકારણ માનતા ઇશ્વરની પણ ક્ષણિકતા (અનિત્યતા) આવી

જાય છે અને તેને કર્મ લાગી શકે નહીં, કારણ કે આત્માએ કર્મ પહેલા કર્યાં નહોતા તો તેને પાછળથી લાગી શકે નહીં, માટે એ બે પક્ષ પણ સ્વીકારી શકાય નહીં શ્રી સર્વજ્ઞ વીરપ્રભુની વાણી પ્રમાણે બન્ને અનાદિકાળથી છે એમ શ્રદ્ધા ધારણ કરવી

પ્રશ્ન—કર્મનુ યથાર્થ સ્વરૂપ કયા દર્શનમા વિશેષ ખુલાસાથી વર્ણવ્યું છે ?

ઉત્તર—જૈન દર્શનમા કર્મનુ સ્વરૂપ જેવુ વિશેષ વિસ્તારથી ખુલાશાપૂર્વક બતાવવામા આવ્યું છે તેવુ અન્યદર્શનમા જણાતુ નથી જેઓ જૈનદર્શનના કર્મસબધીના ગ્રન્થોને વિલોકે છે અને તેનો ગુરૂગમપૂર્વક અભ્યાસ કરે છે તેઓને આ ઉત્તર બાબતનો પરિપૂર્ણ નિશ્ચય થાય છે

પ્રશ્ન—પોતાના કર્મમા લખ્યુ હશે તેમ થશે એમ કેટલાકોનો ઉપદેશ સાભળી જૈનો આળસુ બની ગયા છે, ધર્મના કાર્યોમા ઉત્સાહ ધારણ કરતા નથી, અમુક કહે તમો સાધુ થશો ? ત્યારે સામો મનુષ્ય કહે છે કે જેવો કર્મનો ઉદય આમ ઘણી ખરી બાબતોમા કર્મનો ઉદય કહી ને જૈનો ઢીલાઢપ પડી ગયા દેખાય છે, એમ અન્યદર્શનવાળાઓ કહે છે તે શુ તેઓનુ કહેવુ સત્ય છે ?

ઉત્તર—જે એમ માનતા હોય તેઓને માટે તેઓનુ કહેવુ કદાપિ સત્ય હોઇ શકે, પણ સકળ જૈનો, કાલ–સ્વભાવ–નિયતિ, કર્મ અને ઉદ્યમ–એ પાચ કારણથી કાર્યની સિદ્ધી માને છે, એકલા કર્મથી કાર્યની સિદ્ધિ માનતા નથી તેથી ખરા જૈનોને માથે ઢીલા અને આળસુપણાનુ દુષણ ઘટતું નથી, ઉદ્યમ કહો કે આત્માની શક્તિ કહો તેના વિના કર્મ બધાતા નથી અશુભ ઉદ્યમથી કર્મનો કર્ત્તા પણ આત્મા છે, અને શુદ્ધ ઉદ્યમથી કર્મનો હર્ત્તા પણ આત્મા છે–આ ભવમા જે જે કર્મોના ઉદયથી સુખ દુ ખ આપણે ભોગવીએ છીએ તે પૂર્વભવકૃત શુભાશુભ ઉદ્યમનુ ફળ છે, આ ઉપરથી સિદ્ધ થયું કે–કર્મનો કર્ત્તા (જનક) ઉદ્યમ છે સારા ખોટા કર્મ બાધવા એ [illegible] આત્માના હાથમા છે શુભ ધ[illegible]

સારા કર્મ બાધીએ છીએ અને પાપોદ્યમથી પાપકર્મ બાધીએ છીએ માટે ઉધમની આવશ્યક્તા જૈનધર્મ પ્રથમ નબરે સ્વીકારે છે કર્મનો ઉદય બળવાન હોય અને ઉધમ અલ્પ હોય તો કર્મની બળવત્તા રહે છે, ઉધમની વિશેષતા હોય તો કર્મના કોઇ જાતના ઉદયને જીતી શકાય છે પૂર્વભવમા જે ચીકણા-નિકાચિત-ભોગા વલી કર્મ બાધ્યા હોય તે ભોગવ્યા વિના છુટકો થતો નથી, બાકીના કર્મનો ઉદય તો ઉધમથી હઠાવી શકાય છે નિકાચિત કર્મપણ તપશ્ચર્યા આદિથી ક્ષય થાય છે માટે એકાન્તવાદ ધારણ કરવો નહીં આપણને કયા કર્મનો ઉદય આવે છે, તે આપણે પરોક્ષજ્ઞાનથી જાણી શકતા નથી. માટે કર્મમા લખ્યુ હશે તેમ થશે એમ બોલી બેશી રહેવુ નહીં પણ ઉધમ કરવો, આત્માના બળપૂર્વક જોઇએ તે પ્રમાણમા ઉધમ કરવાથી પણ કાર્યની સિદ્ધિ ન થાય તો પશ્ચાત્ કર્મનો ઉદય આ વખતે બળવાન હશે એમ સમજી લેવુ, પણ પહેલાથી કમ મા લખ્યું હશે તેમ થશે એમ બોલી બેની રહેવુ નહીં કોઇ એમ કહે કે કર્મમા લખ્યું હશે તો મુક્તિ મળશે, ઉધમ કરવાની શી જરૂર છે ? આના ઉત્તરમા કહેવાનુ કે કર્મથી મુક્તિ મળતી નથી, પણ કર્મનો સ પૂર્ણ નાશ કરવાથી મુક્તિ મળે છે, ગમે તેવા પ્રકારના કર્મથી તો સ સારમા અવતરવુ પડે છે ભવિષ્યને માટે આપણે હાલ જેવા પ્રકારનો ઉધમ કરીએ છીએ તેવુ ફળ પામીશુ આપણા થનાર ભવોમા સુખ, દુ ખ, ઉચ્ચ, નીચ આદિ પામવુ તેનો આધાર હાલ આપણે જેવો ધર્મનો વા અધર્મનો ઊધમ કરીએ છીએ તે ઉપર છે જેમ પૂર્વભવોના કેટલાક કર્મ હાલ આપણે ફળ રૂપે ભોગવીએ છીએ તેમ ભવિષ્ય માટે સમજવુ, પ્રારબ્ધ-(ભોગાવલી) કર્મ ભોગવવુ પડેછે તોપણ અન્તરથી સમતાભાવથી ભોગવતા નવીન કર્મ બધાતા નથી. સમતા રાખવી તે પણ ઉધમ છે ઉધમ વિના સમતા રહી શકતી નથી આ ઉપરથી જૈનોને ઢીલાપણાનુ દૂષણ દેનારાઓ સમજશે કે જૈનશાસ્ત્રમા ઉદ્યમ-આત્મબળ, આદિ માટે ઘણું કહેવામા આવ્યું છે તે જો બરાબર સમજાય તો આલસ, ઢીલાપણુ જરામાત્ર રહે નહીં અને જૈનો દરેક કાર્યમા બહાદૂર ગણાય

પ્રશ્ન—જૈનો ઈશ્વરને માનતા નથી એમ કેટલાક અન્યદર્શની ઓ કહે છે તે શું ખરી વાત છે ?

ઉત્તર—તેઓની એવી માન્યતા જુઠી છે જૈનો ઇશ્વરને માને છે રાગદ્વેષરહિત સર્વજ્ઞ ઈશ્વરને માને છે જૈનદર્શનમા જેટલા કર્મ ખપાવે તેટલા સર્વે ઇશ્વર પરમાત્મા સિદ્ધબુદ્ધ થાય છે જૈનો જગત્ કર્તૃત્ત્વ-પ્રલય કર્તૃત્ત્વ આદિ દૂષણોનો આરોપ ઈશ્વરમા કરતા નથી અને તેવા દૂષણોનો આરોપ ઇશ્વરમા માનતા પણ નથી

પ્રશ્ન—જૈન નમુથ્થુણ સૂત્રમા तिन्नाण तारयाण-તર્યા અને બીજાઓને તારનાર તથા आइगराण એટલે આદિના કરનારા ભગ વાનને કહ્યા છે એ ઉપરથી સિદ્ધ થાય છે કે જૈનો પણ ઇશ્વરમા જગત્ કર્તૃત્ત્વ ધર્મ માને છે તો તે વાત શુ ખરી છે ?

ઉત્તર—એ વાત ખરી નથી तिन्नाण तारयाण નો અર્થ આપ સકલ કર્મનો ક્ષય કરીને તર્યા અને અન્યને બોધ દઇ તા રનારા એમ છે પોતાને લાગેલા કર્મનો ક્ષય કર્યો ત્યારે તે તર્યા કહેવાયા સિદ્ધો, તીર્થંકરો પ્રથમ આપણા જેવા હતા ધર્મ કરતા અને કર્મને હઠાવતા હઠાવતા તેઓ તીર્થંકર વા સિદ્ધ થયા આપ ધર્મવડે તર્યા અને ઉપદેશવડે બીજાઓને તારનારા એવો અર્થ થાય છે आइगराण-એટલે ધર્મ તીર્થની આદિ-(ઉત્પત્તિ)ના કર નારા એવો અર્થ લેવો જે જે તીર્થંકરો જે જે કાલમા થાય છે તે તે કાળમા તે ઉપદેશ દેઇ, સાધુ સાધ્વી, શ્રાવક અને શ્રાવિ કાઓ એ ચતુર્વિધસંઘરૂપતીર્થને સ્થાપન કરે છે માટે તે અપેક્ષાએ ધર્મની આદિના કરનાર અવબોધવા, પણ જગતની આદિના કર નારા એવો ઉલટો મિથ્યા અર્થ ન ગ્રહણ કરવો

પ્રશ્ન—ઇશ્વરને જગતનો કર્ત્તા જેઓ ન માને તે નાસ્તિક ગણાય છે એ મત પ્રમાણે શું જૈનો નાસ્તિક નથી ઠરતા ?

ઉત્તર—સત્ય સિદ્ધાન્તને માનનારા જૈનો નાસ્તિક ઠરતા નથી ઈશ્વરનુ ખરૂ સ્વરૂપ જગત્ કર્તૃત્ત્વ પ્રલય આદિ દુષણથી રહિત છે તેવા ઇશ્વરને જૈનો માને છે માટે તે ખરા આસ્તિક

કહેવાય છે જૈનો ધર્મઅધર્મની ક્રિયાઓ, પુણ્ય, પાપ, સ્વર્ગ નરક, મોક્ષ, બંધ, પુનર્જન્મ, તપ, જપ, ઇશ્વર ધ્યાન જ્ઞાન દાન આદિ સર્વ ધર્મ કૃત્યને બરાબર માને છે માટે તે ખરા આસ્તિક સમ્યકૃત્વ શ્રદ્ધાવાળા ઠરે છે અને તેથી ઉલટુ જગત્ કર્તૃત્વ આદિ ઇશ્વરમા માને છે તે મિથ્યા જ્ઞાનવાળા ઠરે છે પશુપંખી ઓમા જેઓ આત્મા માનતા નથી, જેઓ પુનર્જન્મ માનતા નથી, જેઓ-સ્વર્ગ અગર નરકને માનતા નથી, જેઓ દેવતાઓને મા નતા નથી, જેઓ તપ, જપ ધ્યાન, દયા આદિને માનતા નથી, જેઓ આમાને માનતા નથી, તેઓ નાસ્તિક ઠરી શકે છે

પ્રશ્ન—જૈનો જ્યારે ઇશ્વરને જગતનો કર્તા માનતા નથી ત્યારે તેઓએ ઇશ્વરનુ શા માટે ભજન કરવું જોઇએ? રાગ દ્વેષ રહિત ઇશ્વર કોઇને સુખ વા દુ ખ આપી શકતો નથી, તેમજ ભક્તોનો ઉદ્ધાર કરવા અવતાર પણ લેતો નથી ત્યારે કેમ તેમની ઉપાસના ઘટી શકે?

ઉત્તર—ઇશ્વરની ભક્તિ ઉપાસના સારી રીતે ઘટી શકે છે રાગ દ્વેષરહિત સર્વજ્ઞ પ માત્મામા અનતજ્ઞાન, અનતદર્શન અનન્તચારિત્ર, અનન્તવીર્ય, અનન્તસુખ આદિ અનન્ત ગુણો રહ્યા છે જેમ તેઓએ કર્મ ખપાવી સર્વગુણોનો પ્રકાશ કર્યો તેમ ભક્તોએ પણ ઇશ્વરનુ ભજન કરતા ખાસ લક્ષ્ય રાખવુ જોઇએ ઈશ્વર પરમાત્માના જેવા પોતાના આત્મામા ગુણો રહ્યા છે પણ કર્મના લીધે તિરોભાવે રહ્યા છે પરમાત્મ ના ગુણોનુ ધ્યાન કરતા, ગાન કરતા તથા તેમનુ બહુ માન કરતા ભક્તજનોના આત્માઓ નિર્મલ થાય છે પરમાત્માના જે જે ગુણોનુ ધ્યાન કર વામા આવે છે તે તે ગુણોને આચ્છાદન કરનાર કર્મ ટળવા માંડે છે અને તે તે ગુણો પ્રગટ થાય છે માટે ઇશ્વરની ઉપાસના, ભક્તિ કરવાની ઘણી આવશ્યક્તા સિદ્ધ થાય છે રાગદ્વેષ રહિત પ્રભુનુ ધ્યાન કરનાર પોતે પણ રાગદ્વેષ રહિત થઈ જાય છે અને અન્તે સર્વજ્ઞ બને છે કહ્યું છે કે-જે જેનુ ધ્યાનજ ધરે-તેવો તે થઇ જાય-ઇયલ ભમરી ધ્યાનથી-ભમરી તેહ સુહાય પરમાત્મા ઇશ્વરનુ ધ્યાન ધરનાર પરમાત્મા થઇ જાય છે આપણે પ્રભુના

ગુણો જેવા પોતાના આત્માના ગુણો પ્રગટાવવા પ્રભુનું ધ્યાન ઉપાસના, પૂજા, ભક્તિ વગેરે કરીએ છીએ પ્રભુ અમારા ઉપર રાગી થશે એવી બુદ્ધિ તો જ્ઞાનીને પ્રગટે નહીં કારણ કે ખરો જ્ઞાની સમજે છે કે, પરમાત્મા પોતે રાગી કે દ્વેષી નથી પ્રભુભક્તિના વિચારો, ધ્યાન વગેરે પોતાના આત્મામા પ્રગટેલા અધ્યવસાયોજ પોતાના આત્માને ઉચ્ચ સ્થિતિ ઉપર ચઢાવે છે અને કર્માવરણોને ખેરવી નાખે છે પ્રભુના સ્મરણ પૂજનથી ભક્તનો આત્મા નિર્મલ બને છે તેમા પરમાત્માને કઇ રાગ કે દ્વેષ નથી એમ ભવ્યોએ સમજવું

પ્રશ્ન—જો ઈશ્વરને જગતનો કર્ત્તા ન માનવામા આવે તો પાપનો ભય રહે નહીં, કોઇ જીવ કોઇને મારી નાખતા ડરે નહીં, અને તેથી જગતમા અવ્યવસ્થા વ્યાપી જાય, માટે લોકોને સમજાવવા સારૂ અને ડરાવવા સારૂ જગત્ કર્ત્તા તરીકે ઇશ્વરને માની શકાય કે કેમ?

ઉત્તર—તેવા પૂર્વોક્ત કારણને માટે પણ ઈશ્વરને જગત્કર્ત્તા તરીકે કલ્પીને માનવાની તથા મનાવવાની આવશ્યકતા રહેતી નથી જીવો જેવા સારા ખોટા વિચારો તથા આચારોને સેવે છે તે પ્રમાણે તેમને શુભકર્મ વા અશુભ કર્મ બધાય છે અને તે શુભાશુભ કર્મના વિશ્વવ્યાપક નિયમની સત્તા પ્રમાણે સુખ અને દુ ખને સામગ્રીયોગે તેઓ ભોગવે છે જીવ જે પ્રમાણે કરશે તે પ્રમાણે ભોગવશે એમ જાણવાથી મનુષ્યો પાપકર્મથી થતા દુ ખને હઠાવવા ધર્મકરણી કરે છે અને પાપ કરણીનો ત્યાગ કરે છે સારા વ્યાપારોથી સારો લાભ અને નઠારા વ્યાપારોથી દુ ખ જાણનાર પુરૂષ જેમ નઠારા વ્યાપારનો સ્વયમેવ ત્યાગ કરે છે અને સારો વ્યાપાર કરે છે તેવી રીતે જૈનતત્ત્વના જ્ઞાતાઓ દુ ખકારક કાર્યોનો ત્યાગ કરીને સુખકારક ધર્મ આચારો તથા ધર્મ વિચારોને ધારણ કરે છે અને તેથી તે અશુભ પરિણામ, તથા મિથ્યાત્વ પરિણામનો ત્યાગ કરવા પ્રયત્ન કરે છે, અને શુભ પરિણામના હેતુઓને અવલબે છે, અને શુભ પરિણા-

અને તરતમયોગે ધારણ કરે છે આ પ્રમાણે તેઓ વિવેકદૃષ્ટિથી આચાર તથા વિચારને સેવે છે અને અન્તે સકલ કર્મના ક્ષયકારક જ્ઞાન ધ્યાનને પામી મુક્તિપદ પ્રાપ્ત કરે છે લોકમા પણ નીતિથી ચાલી વ્યાપાર કરનારને ઝરકારનો ભય રહેતો નથી. કારણ કે તેના શુભ આચારોનુ સારૂ ફળ પામવાનો તેને વિશ્વાસ છે અનીતિથી ખરાબ આચાર તથા કુવિચારને સેવનાર પુરૂષો પોતાનાજ દુષ્ટ આચરણથી દુખરૂપ અશુભ ફળ પામે છે શુભ આચાર તથા શુભ વિચાર પુણ્યતત્ત્વ છે અને પુણ્યને ઇશ્વર કહો તો ભલે કહો પાપ પણ દુખ આપવાને સમર્થ થાય છે ઇશ્વર એટલે સમર્થ પાપ દુખ આપનાર હોવાથી તેને કોઇ ઇશ્વર કહો તો ભલે કહો પુણ્ય પાપ પણ સુખ દુખ આપવામા હેતુભૂત હોવાથી શકિતમન્ત છે એમ જૈનોને ઇષ્ટ છે પણ જે પરમાત્મા, અનન્તજ્ઞાનાદિ ગુણયુક્ત છે તે તો કદી કોઇને સુખ દુખ આપતા નથી પુણ્ય અને પાપ એ બે અનુક્રમે સુખ અને દુખ આપવામા કારણીભૂત છે માટે ઇશ્વરમા જગત્ કર્તૃત્ત્વ નહિ માનતા છતા પણ પાપ કરતા ભય રહે છે પાપકર્મ કરેલુ અવશ્ય ભોગવવુ પડે છે પુણ્યકર્મ પણ ભોગવવુ પડે છે તેથી સવ લોકો કે જે ખરા ઇશ્વરને જાણે છે તે પાપકર્મથી ડરતા રહે છે અને શુભાદિ માર્ગમા વિવેકદૃષ્ટિથી પ્રવૃત્તિ કરે છે લોકોને પાપકર્મ-માથી નિવૃત્ત કરવા માટે પાપકર્મનુ સ્વરૂપ પૂર્ણ રીતે સમજાવવું જોઇએ કે જેથી ઇશ્વરમા જગત્ કર્તૃત્ત્વની જૂઠી કલ્પના કરવાનો વખત આવે નહીં I અને મનુષ્યો પાપથી થતા દુખોને જાણી પાપથી પાછા ફરે પાપ આદિ કર્મનુ ફળ આપનાર તરીકે ઇશ્વરને કહેવાય નહીં તે પણ પૂર્વે જણાવ્યુ છે, માટે પાપ અને પુણ્યના કર્મોનુ સ્વરૂપ સમજવુ અને ઇશ્વરજગતકર્તૃત્ત્વવાદ ની ભ્રમણાને દૂર કરવી

પ્રશ્ન—ઈશ્વર નિત્ય અને એક રસરૂપ છે, તેનુ સ્વરૂપ કદી ફરતું નથી તે જગતને સકલ્પવડે બનાવે છે જગત્ બનો એમ સકલ્પ કરતા તુર્ત જગત્ બની જાય છે જેમ રડીયમ નામની

ધાતુ ફ્રાન્સમા નીકળી છે તે એકરસરૂપ નકકુર છે, તે પોતાનુ કાર્ય બજાવે છે તેમ ઇશ્વરમા પણ સમજવુ, એમ કેટલાક સ્વમતના રાગથી યુક્તિ દેખાડે છે તેનુ કેમ ?

ઉત્તર—ઇશ્વરને જો નિરાકાર માની સર્વવ્યાપક એકરસરૂપ ઉપાદાનકારણ તરીકે માનો તો ઈશ્વર ઉપાદાનકારણરૂપ જગત્ બનવુ જોઇએ પણ ઈશ્વરના ગુણ નિરાકાર, દયા, અનન્તજ્ઞાન આદિથી જગત્ જૂદુ જણાય છે માટે નિરાકાર ઈશ્વર ઉપાદાન કારણથી જગતનો કર્ત્તા સિદ્ધ થતો નથી ઇશ્વરને નિમિત્ત કારણ કહો તો તે પણ પ્રયોજનવિના અસિદ્ધ ઠરે છે જગત્ અનિત્ય છે તેને રચવાનુ ઇશ્વરને રાગદ્વેષના અભાવથી કઇ પણ પ્રયોજન નથી એકને સુખમા અને એકને દુખમા ઇશ્વર નિમિત્તકારણ ઠરે તો ઇશ્વરની દયાલુતા કહેવાય નહીં ઇશ્વરને નિમિત્તરૂપ માનવાથી તેનામા આસક્તિ ઠરે છે, તેમજ રેડીયમ ધાતુનો દાખલો આપ્યો તે પણ સ્વમત સિદ્ધતામા વિફલ છે કારણ કે રેડીયમ એક જાતની ધાતુ હોવાથી પાર્થિવ પુદ્ગલ વસ્તુ ઠરે છે અને તે પણ નક્કર, ઘન, એકરસરૂપ એવા પરમાણુઓથી બનેલી વસ્તુ છે તેને બનવાનો કાળ અસખ્યાતા વર્ષનો છે, અને તેનો નાશ પણ પરાર્ધવર્ષની પેલી પાર એવા અસખ્યાતા વર્ષે થાય છે જૈનશાસ્ત્રોના આધારે અસખ્યાતા વર્ષનો કાળ જાણતા જગમાન ગઠા રહેતી નથી રેડીયમ વસ્તુ તેવા આકારરૂપે કાયમ રહે તોપણ તેમા અસખ્યાતા વર્ષે નવા પરમાણુઓનુ મળવુ અને જૂના પરમાણુઓનુ ખરવુ એમ બે ક્રિયા કાયમ રહે છે તેથી તે દૃષ્ટાંત પણ કર્તૃત્ત્વવાદને સાધી શકતું નથી ઇશ્વરમા મન નથી તેથી સકલ્પ પણ નથી અને તેથી જગત બનવાનુ કહેવુ તે સિદ્ધ થતું નથી

પ્રશ્ન—સર્વ જીવોને સારી અને ખોટી બુદ્ધિના પ્રેરનાર પરમાત્મા છે અને તે સર્વપ્રકારની ક્રીડાને દેખ્યા કરે છે એમ કેટલાક માને છે તે શુ યોગ્ય છે ?

ઉત્તર—એ પણ માન્યતા સત્ય નથી, પરમેશ્વર જીવોને (આત્માઓને) સારી અગર ખોટી બુદ્ધિ આપતો નથી ઇશ્વર જો સર્વ જીવોને સારી ખોટી બુદ્ધિ આપે તો જીવો જે જે સારા ખોટા કર્મ કરે છે તે ઇશ્વર કરાવે છે એમ સિદ્ધ ઠરે છે કોઇ જીવ, હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર, આદિ પાપકર્મ કરે તો તેમા તે જીવનો વાંક ગણાય નહિ, તેમા ઇશ્વરનો દોષ ગણાય. શિક્ષા પણ ઇશ્વરને થવી જોઇએ. જીવો દુર્બુદ્ધિયોગે પાપકર્મ કરે તેમા જીવોનો કંઇ વાંક ગણાય નહીં એમ માનો તો તેઓએ ભક્તિ, તપ, પશ્ચાતાપ, વગેરે ધર્મકૃત્ય શા માટે કરવા જોઇએ ? સામાન્ય મનુષ્ય પણ કોઇ દુર્બુદ્ધિ આપી શકે નહીં ત્યારે ઇશ્વર તો આપી શકે જ કેમ ? તેમજ એકને સારી બુદ્ધિ અને બીજાને ખરાબ બુદ્ધિનો આપ નાર વિના કારણે ઇશ્વર ઠરવાથી તે સામાન્ય મનુષ્યની પેઠે રાગી, દ્વેષી અને પક્ષપાતી ઠરે, માટે જીવોને સારી અને ખોટી બુદ્ધિ આપનાર ઇશ્વર છે એમ કોઇ રીતે કહી શકાય નહીં. સામાન્ય વૈરાગી પુરૂષોને પણ સુખદુઃખની ક્રીડાથી મનમા ચેન પડતું નથી, ત્યારે ઇશ્વરને ક્રીડાની રૂચિ કેમ ગમે ? અલબત ગમે નહીં. મોહીને ક્રીડામા રૂચિ રહે છે ઇશ્વરમા મોહ નથી તેથી ઇશ્વરની ક્રીડા કહેવી તે ઇશ્વર ઉપર કલંક મૂકવા બરોબર છે જ્ઞાની પુરૂષો આવા અસમંજસ વાક્યોને હસી કાઢે છે સારાંશ કે ઇશ્વર, કોઇને સારી અગર ખોટી બુદ્ધિ આપનાર નથી તેમજ તેમને ક્રીડા હોતી નથી

પ્રશ્ન—ઇશ્વરે પોતાની લીલાથી આ જગત બનાવ્યું છે અને તેનો લય કરે છે, ઇશ્વર અવતાર ધરે છે એમ કેટલાક લોકો કહે છે તે વાત શુ સાચી છે ?

ઉત્તર—તેવી માન્યતા પણ સાચી નથી જે માન્યતાને યુક્તિથી વિચારતા દોષવાળી જણાય તેને માની શકાય નહીં વિષ્ણુ કહો કે ઇશ્વર કહો તેને મોહના ક્ષયથી દોષવાળી લીલા ઘટી શકે નહીં દોષરહિતને लीला नहीं घटे रे—लीलादोष विलास—

લીલા એ દોષનુ ધામ છે માટે પરમેશ્વર યાને વિષ્ણુને લીલા માનતા ઈશ્વરપણું રહેતુ નથી માયાને લીલા કહો તોપણુ માયા એ દોષરૂપ હોવાથી ઇશ્વર દોષરૂપ ઠરી શકે છે કદાપિ એમ કહેવામા આવે કે માયા એ દોષરૂપ છે પણ ઇશ્વર ઉપર તેની અસર થતી નથી માયા, ઇશ્વરના તાબામા છે, તેથી તે જીવોના ઉપર માયા પ્રેરે છે આમ કહેતા ઇશ્વરની શક્તિ, જ્ઞાન તથા દયાલુતાનો નાશ થાય છે, કારણ કે માયા જો ઇશ્વરના તાબામા હોય તો બીજા જીવોને દુ ખ આપવા તેને પ્રેરે નહી કોણુ દયાળુ મનુષ્ય, અન્ય જીવોને દુ ખ આપવા પ્રવૃત્તિ કરે ? અલબત કોઇ સુજ્ઞ દયાળુ એવી પ્રવૃત્તિ કરે નહીં તેમજ જો માયાને ઇશ્વરરૂપ કહો તો માયા એજ ઇશ્વર ઠરવાથી માયાથી અન્ય કોઇ ઈશ્વર જુદો ઠર્યો નહીં જો ઇશ્વર દયાળુ હોય તો જીવોને માયા લગાડે નહી જીવોને માયા તો લાગી છે તેથી જીવો સસારમા જન્મ ધારે છે તેથી એમ કહેવુ પડશે કે માયા, ઇશ્વરના તાબામા નથી ઇશ્વરને ઈચ્છા કહો તો તે યોગ્ય નથી, કારણ કે અધુરાને ઈચ્છા ઠરે છે પૂર્ણ સુખીને કોઈ જાતની ઇચ્છા રહેતી નથી તે ઈચ્છાના સદ્ભાવની કલ્પનાથી ઈશ્વરમા પૂર્ણસુખત્વ, પૂર્ણજ્ઞાન વગેરે સદ્ગુણો રહી શકે નહીં. જગતમા જીવોને બનાવી જો ઇશ્વર તેઓનો લય કરે તો તે નિર્દય ગણાય કોણુ દયાળુ પોતાની પ્રજાનો પોતેજ નાશ કરે ? ઉત્પત્તિ કર્યા પશ્ચાત્ લય કરવાનુ પ્રયોજન હોવુ જોઇએ અને તતસબધી એમ કહેવામા આવે કે જ્યારે જગત્ બગડી જાય, જગતમા મનુષ્યો પાપી થઈ જાય ત્યારે તેનો લય કરવો પડે છે આમ પણ કહેતા પોતાની માન્યના સિદ્ધ થતી નથી જે કોઇ વસ્તુને બનાવે છે તે તેના ભવિષ્યનો પ્રથમ વિચાર કરે છે જગત્ બગડી જશે એવુ જો ભવિષ્યકાળનુ જ્ઞાન, વિષ્ણુ, ઇશ્વરમા હોત તો જગત્ સારૂ બનાવત. પણ તેવુ જ્ઞાન પણ સિદ્ધ થતું નથી તેમજ ઈશ્વરનુ બનાવેલુ જગત્ બગડી ગયું તેમા ઇશ્વરની અસમર્થતા સિદ્ધ થાય છે વિષ્ણુ ઇશ્વર જો આ જગતને બનાવનાર હોય તો પોતાના શત્રુઓને કેમ બનાવે ? આ જીવો મ્હારા

શત્રુઓ થવાના છે એમ જો ભવિષ્યકાળ સબંધી જ્ઞાન હોત તો કદી બનાવત નહીં ભવિષ્યકાળનુ જેનામા જ્ઞાન નથી એવા ઇશ્વરને સર્વજ્ઞ કહી શકાય નહીં જે સર્વજ્ઞ નથી તે પરમાત્મા નથી આ ઉપરથી સિદ્ધ થયું કે જે લોકો, ઇશ્વરને જગતકર્તા માને છે તેઓનુ માનવુ ખરેખર સત્યથી વિરૂદ્ધ છે તેમજ અવતાર પણ વિષ્ણુ પરમાત્માના થઇ શકે નહીં. જેને કર્મ લાગ્યા હોય છે તેને અવતાર ધારણ કરવો પડે છે ઇશ્વરને અવતાર માનતા તે સકર્મી ઠરવાથી ઇશ્વર ઠરતો નથી ઇશ્વરને નિરાકાર સર્વવ્યાપક માની તેના અવતાર માનવા તે પણ વન્ધ્યાના પુત્રની કલ્પના બરોબર છે સર્વવ્યાપક આકાશની પેઠે જે હોય તેનાથી આકાશની પેઠે અરૂપીપણાથી અવતાર ધારણ કરી શકાય નહીં જે સ્વભાવેજ નિરાકાર હોય છે તેનો કદી આકાર બનતો નથી કદાપિ એમ કહેવામા આવે કે ઇશ્વર શક્તિમાન્ છે તેથી નિરાકાર હોવા છતા પણ અવતાર ધારણ કરી શકે, આમ માનવુ પણ ન્યાયની બહાર છે, કારણ કે શરીરરૂપ કાર્યનુ પ્રયોજન સિદ્ધ થતું નથી તે પૂર્વે જણાવ્યું છે તેમજ નિરાકાર ઇશ્વરની શક્તિ સદાકાલ નિરાકારપણે વર્તે છે નિરાકાર, નિરાકારનો સ્વભાવ મૂકેજ નહીં અને કદાપિ તે મૂકે એમ માનો તો ઇશ્વર નિરાકાર ગણાય નહીં. અને નિરાકારપણુ ઉડતા સર્વવ્યાપકપણુ પણ ઉડી જાય છે જે નિરાકાર નથી તે સર્વવ્યાપક નથી તેથી ઇશ્વરમા નિરાકાર સર્વવ્યાપકત્વ, રહેતુ નથી નિરાકાર ઇશ્વર અનતશક્તિમાન્ છતા નિરાકારપણેજ રહી શકે છે કારણ કે પોતાનો નિરાકાર સ્વભાવ ત્યાગી શકે નહીં અગ્નિ, અગ્નિનો સ્વભાવ મૂકે તો તે અગ્નિ ગણાય નહીં, તેમ નિરાકાર ઇશ્વર પણ અવતાર ધારણ કરી શકે જ નહીં ઇશ્વરને સાકાર માનો તો શરીરી ઠરે છે શરીરનુ કારણ કર્મ કહ્યું અને જે કર્મસહિત હોય તે સસારી જીવોની પેઠે પરમાત્મા ગણી શકાય નહીં. તેમજ કોઈ પણ રીતે જગત્ રચવાનુ પ્રયોજન પણ સિદ્ધ થતું નથી ઈત્યાદિ અનેક રીત્યા વિચારતા વિષ્ણુરૂપ ઇશ્વરે જગત બનાવ્યુ એમ સિદ્ધ ઠરતું નથી તેમજ અવતાર પણ સિદ્ધ

કરતા નથી કોઈ એમ કહે કે પુરાણો પૈકી વિષ્ણુપુરાણમા તેમ કહ્યુ છે તેના ઉત્તરમા કહેવાનુ કે, પુરાણોને તો આર્યસમાજીઓ આમ માનતા નથી અને અમે પણ માનતા નથી અમારા અમુક પુસ્તકમા લખ્યું છે તેથી તે ખરૂ જ છે એમ તો યુક્તિ, પ્રમાણથી, અનુભવ કર્યા વિના વિવેકી પુરૂષો માની શકતા નથી, અને ગમે તેવુ પોતાનુ ખરૂ છે એમ જો માનશો તો વામમાર્ગીઓના પુસ્તક પ્રમાણે તેઓ આચરણ કરે છે તેને શી રીતે નિવારી શકશો ? ઉત્તરમા કહેશો કે યુક્તિ પ્રમાણથી વિરૂદ્ધ હોય તે માની શકાય નહીં ત્યારે તે પ્રમાણે આ બાબતમા પણ સમજવુ કોઇ મહાદેવ અને બ્રહ્માને પણ જગતકર્ત્તા તરીકે માને છે તે બાબતમા પણ આ પ્રમાણે ઉત્તર સમજવો સાકાર વા નિરાકાર કોઇ પણ રીતના ઇશ્વરને માનવામા આવે તો પણ તે જગતને રચનાર તરીકે સિદ્ધ થતો નથી

પ્રશ્ન—કેટલાક લોકો કૃષ્ણને જગતકર્ત્તા તરીકે માને છે ભગવદ્ગીતાના આધારે કૃષ્ણને જગતકર્ત્તા તરીકે માનવા એવો સિદ્ધાન્ત શું માનવા યોગ્ય નથી ?

ઉત્તર—એવો સિદ્ધાન્ત પણ માનવા યોગ્ય નથી અર્જુનને ઉપદેશ દેનાર એવા શ્રીકૃષ્ણથી આ જગત્ બન્યું નથી એમ આર્ય-સમાજીઓ વેદના આધારે સિદ્ધ કરે છે તેમજ વિષ્ણુના અવતાર થતા નથી એમ પણ વેદ, ઉપનિષદ્ વગેરેના આધારથી સિદ્ધ કરે છે કેટલાક તો એમ કહે છે કે, ભગવદ્ગીતા મહાભારતમાનો એક ભાગ છે અને તેમાથી ભગવદ્ગીતા જુદી કાઢી છે મહાભારત એ લડાઇની હકીકતનુ પુસ્તક છે વ્યાસઋષિએ તે બનાવ્યું છે મહાભારતની લડાઈ વખતે વ્યાસર્ષિ, વિદ્યમાન નહોતા તેથી તેમા લખેલી હકીકત કેટલા અશે સત્ય છે તે વિચારણીય છે શ્રીકૃષ્ણે અર્જુનને જે ઉપદેશ આપ્યો હતો તેજ એ છે કે અન્ય, તેનો બરાબર નિશ્ચય થઇ શકે તેમ નથી ભગવદ્ગીતામા—સાખ્યયોગ, યોગ, ભક્તિ વગેરે જુદા જુદા ધર્મના વિષયોનુ પ્રતિપાદન જણાય છે તેમા લખેલા કેટલાક શ્લોકના આધારે ઇશ્વર, જગતનો કર્ત્તા નથી એમ સ્પષ્ટ જણાય છે જ્યારે એમ છે ત્યારે શ્રીકૃષ્ણ જગ

તના બનાવનાર કોઈ પણ રીતે સિદ્ધ થતા નથી જેના સંકલ્પ માત્રથી જગત્ બને છે એમ એકવાર કહેવુ અને બીજી રીતે એમ કહેવુ કે, પોતાના શત્રુઓનો નાશ કરવા ખાસ ઈશ્વરને શરીર ધારણ કરવુ પડે છે આ કેવી ફિલો સોફી !!! તેણે સંકલ્પ કર્યો હોત તો તુર્ત તેના શત્રુઓનો ક્ષય થઈ જાત, પણ એમ બની શકે નહીં. તેનુ કારણ એ છે કે, આ સર્વ મનની કલ્પનાનો સિદ્ધાત છે સત્ય સિદ્ધાત આવો હોઈ શકે નહીં. ઈશ્વરને મન નથી તેથી તેને સંકલ્પ પણ નથી તેમજ ઇચ્છા પણ નથી ઇશ્વર યાને પરમાત્માના કોઇ શત્રુઓ નથી પરમાત્મા રાગદ્વેષ રહિત છે તેથી તેને કોઈ શત્રુ નથી શ્રીકૃષ્ણને પરમાત્મા કહો તો રાગદ્વેષ ન હોવા જોઇએ, પણ તેમનુ ચરિત્ર જોતા તેમનામા રાગદ્વેષ છે તેથી તે હજી પરમાત્મા થયા નથી તેમજ એ જગતના કર્ત્તા સિદ્ધ થતા નથી લક્ષ્મી સ્ત્રીને પાસે રાખવાથી કૃષ્ણમા રાગ છે એમ પ્રતીતિ થાય છે તેમજ અનેક દુષ્ટોને મારવાના ઉપાયો યોજ્યા અને માર્યા તેથી તેમા દ્વેષની અસ્તિતા સિદ્ધ થાય છે ભલે કોઈ તેના ભક્તો પોતાની રાગબુદ્ધિથી રાગદ્વેષવાળાને પણ ઇશ્વર માને, કિંતુ જૈનો તો રાગદ્વેષનો સંપૂર્ણ ક્ષય કરનાર વીતરાગ સર્વજ્ઞનેજ પરમાત્મા માનશે મ્હારા ભક્તને એક બે ચમત્કાર દેખાડી મનાવવુ કે હુ પરમાત્મા છુ, હુ ઇશ્વર છુ, અવતાર ધારણ કરી તમારી પાસે આવ્યો છુ આમ કહી ભોળા લોકોને છેતરૂ અને કેટલાક એમ સ્થૂલબુદ્ધિથી માની લે તેથી કઈ તે વાત પંડિતો માની શકે નહીં ગોસ્વામી જેવા કોઈ મતવાળા, પોતાના કોઇ આચાર્યને ભગવાન્‌નો અવતાર માની લેછે સ્વામીનારાયણમતવાળા, સ્વામીનારાયણને ભગવાનના અવતાર તરીકે માની લેછે અને તે મમતાના યોગે ભોળા લોકોને સમજાવે છે હાલમા પણ અમુક મહેષ્યોને હુ ભગવાનનો અવતાર છુ એમ ભોળા લોકોને સમજાવતા મે પ્રત્યક્ષ જોયા છે જ્યારે તેઓના પુસ્તક જુના થશે ત્યારે ભગવદ્ ગીતાના શ્રીકૃષ્ણની પેઠે તે પણ પરમાત્માના અવતારો તરીકે ગણાશે. સ્થૂલબુદ્ધિના વશથી પશ્ચાત્ એમ માનશે કે અમારા

બાપદાદાઓ માનતા આવ્યા છે તે ખરૂ છે પણ જુનો જમાનો થતાં ભગવાનના અવતારો માનનારાઓનો વધારો ગણવો પડશે, અને તે રીતે અજ્ઞાનનો અધકાર એવા મનુષ્યોમા ફેલાતો જશે પડિત પુરૂષો તો જાણે છે કે, નિરાકાર સિદ્ધ પરમાત્માનો કદી અવતાર થતો નથી હિંદુઓના યોગવાસિષ્ઠ ગ્રથમા ઈશ્વર જગતનો કર્તા નથી, એમ જણાવ્યું છે વિવેકદષ્ટિવાળાઓ સ્વમત કદાગ્રહ ત્યાગ કરી સત્યસિદ્ધાતનો સ્વીકાર કરે છે, અને તેઓ આવી દૂષણયુક્ત જગત્કર્તૃત્વ માન્યતાનો સ્વીકાર કરતા નથી

**પ્રશ્ન**—ઇશ્વર, જીવ, અને માયા આ ત્રણ પદાર્થ જગત્મા છે ઈશ્વર માયાથી જગત બનાવે છે જીવો કદી ઇશ્વરરૂપ થઈ શકતા નથી જીવો અશરૂપે છે માયાથી રહિત જીવો કદાપિ થતા નથી એમ કેટલાક લોકો માને છે તેઓની માન્યતા શું સત્ય છે?

**ઉત્તર**—તેઓની એવી માન્યતા ત્રણ કાલમા સત્યરૂપ નથી માયાનો ઉપરી ઇશ્વર જીવોને માયા લગાડે છે એમ માનતા ઈશ્વરમા અનેક દોષનો આરોપ આવે છે અને તેથી ઇશ્વરનુ ઇશ્વરપણું રહેતું નથી જીવોને માયા લગાડવાનુ વીતરાગ ઇશ્વરને કઇ પણ પ્રયોજન નથી માટે એવી માન્યતા પણ સિદ્ધ થતી નથી રાગ દ્વેષ આદિ કર્મ દોષોનો નાશ કર્યાવિના કોઇ ઈશ્વર પરમાત્મા, સિદ્ધ થતો નથી જે જીવો કર્મનો નાશ કરેછે તે સિદ્ધ, ઇશ્વર થાય છે તેથી "જીવો કદી ઇશ્વર થતા નથી એવી કલ્પનાની માન્યતા" પણ સિદ્ધ થતી નથી આત્માઓને લાગેલા આવરણોનો ક્ષય થવાથી આત્માઓજ પરમાત્મા, સિદ્ધ, બુદ્ધ, ઈશ્વર થઇ શકે છે આત્માઓની પરમાત્મદશા થવામા કોઈ પણ વિરોધી દલીલ ટકી શકતી નથી રાગ દ્વેષનો જે નાશ કરે છે તે પરમાત્મા, કર્મરહિત સિદ્ધ ભગવાન્ થઈ શકે છે અનેક આત્માઓ કર્મનો ક્ષય કરી પરમાત્માઓ થયા અને થશે જીવો, ઇશ્વરના અશરૂપે છે એવી કલ્પનાની માન્યતા પણ કોઇ યુક્તિથી સિદ્ધ થતી નથી આત્માઓમા અને ઈશ્વરમા [illegible] પર્યાયત્વ સત્તાએ એકસરખુ છે અત્માઓ અજ [illegible] છે અને અસખ્યાત પ્રદેશી છે તેઓ અનાદિકાળના છે [illegible] તે [illegible]

ઇશ્વરના બનાવ્યા સિદ્ધ થતા નથી જો તેઓ ઈશ્વરના ટુકડા હોત તો તેઓ અશરૂપે ગણાત પણ તેમ નથી ઇશ્વરના ટુકડા રૂપે, (અશરૂપે) આત્માઓને કોઇ કહે તો તેઓ ઇશ્વરના ટુકડા થયા આમ ઈશ્વર પણ અશી બની ગયો તેથી તે સર્વવ્યાપક તેના મતપ્રમાણે સિદ્ધ થશે નહીં માટે ઇશ્વરના અશરૂપ આત્મા ઓ માનતા અનેક દોષો આવશે જીવોને માયા લગાડનારો રાગી, અને દ્વેષી ઈશ્વર ઠરવાથી તેમા ઇશ્વરતા રહેતી નથી, અને માયાનો લગાડનાર જો માયાથી ભિન્ન માનશો તો ઈશ્વર જગત કર્તૃત્વ પણ ઇશ્વરમા સિદ્ધ થાય નહીં

પ્રશ્ન—આ જગતનુ ઉપાદાનકારણ કોણ ? અને નિમિત્તકારણ કોણ ?

ઉત્તર—જૈનધર્મ પ્રમાણે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય પુદ્ગલાસ્તિકાય, જીવાસ્તિકાય, અને કાલ એ છ દ્રવ્યનુ અનાદિકાળથી આ જગત્ કહેવાય છે અને અનન્તકાળ પર્યંત તેની સ્થિતિ છે દરેક દ્રવ્ય, દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ કારણરૂપ છે અને દરેક દ્રવ્ય, પર્યાયાર્થિકનયની અપેક્ષાએ કાર્યરૂપ છે એક દ્રવ્ય છે તે અન્ય દ્રવ્યમા નિમિત્ત કારણરૂપે અપેક્ષાએ વર્તી શકે છે પુદ્ગલ દ્રવ્યના પર્યાયરૂપ કાર્યોમા પુદ્ગલ દ્રવ્ય ઉપાદાનરૂપે હોય છે અને કથચિત્ અન્ય પુદ્ગલ પર્યાયો, નિમિત્તકારણરૂપે પણ પરિણમે છે અને તેમા જીવદ્રવ્ય પણ નિમિત્તકારણરૂપે પરિણમે છે અને જીવદ્રવ્યના પર્યાયોમા જીવદ્રવ્ય ઉપાદાન કારણરૂપે પરિણમે છે અને એક જીવદ્રવ્યના પર્યાયપ્રતિ અન્યજીવ તથા પુદ્ગલદ્રવ્ય નિમિત્ત કારણરૂપે પણ પરિણમે છે એમ ષડ્દ્રવ્યરૂપ જગતમા ઉત્પાદ અને વ્યયનો કાર્ય કારણ ભાવ અનાદિ અનન્ત કાળ પર્યંત સમજવો. ષડ્ દ્રવ્યાત્મક જગતનુ દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક નયથી સ્વરૂપ સમજતા કોઈ જાતની શકા રહેતી નથી અને સર્વ પ્રકારની યુક્તિઓનો આ સિદ્ધાન્ત પ્રમાણે અનુભવ થાય છે સાયન્સવિદ્યા પણ જડ, ચૈતન્ય એ બે તત્ત્વને સ્વીકારવા લાગી છે ઇશ્વરથી આ જગત બન્યું એમ તે

જણાવતી નથી સૂક્ષ્મ દૃષ્ટિથી તત્ત્વોનો અભ્યાસ કરનારાઓને આ વાત સહેલાઇથી સમજાય છે

**પ્રશ્ન**—કેટલાક એમ કહે છે કે, ઈશ્વર આ જગતને બનાવે છે અને તે જુદા જુદા દેશના લોકોને જુદી જુદી રીતે ધર્મ સમજાવવા ઈશ્વર પોતાના જુદા જુદા દૂતોને મોકલી મનુષ્યોની ઉન્નતિ કરે છે તેથી જુદા જુદા દેશમા જુદા જુદા પ્રકારના ધર્મો અને જુદા જુદા પ્રકારના દેવો મનાય છે તેમજ જુદા જુદા ધર્મના પુસ્તકો મનાય છે દેશ, કાળને અનુસરીને ઈશ્વરને આ પ્રમાણે જુદા જુદા ધર્મોની સ્થાપના માટે સર્વ કરવુ પડે છે ઈત્યાદિ શુ તેઓની આ માન્યતા સાચી છે ?

**ઉત્તર**—તેઓની આવી માન્યતા આકાશકુસુમવત્ અસત્ય ઠરે છે કારણ કે જ્યારે ન્યાયદૃષ્ટિથી વિચાર કરીએ છીએ ત્યારે હવાઈ કિલ્લાની પેઠે આવી માન્યતા ઉડી જાય છે પ્રથમ તો ઈશ્વર જગતનો કર્ત્તા, ઉપાદાન વા નિમિત્તકારણપણે સિદ્ધ થતો નથી તે પૂર્વે સારી રીતે જણાવ્યું છે પરસ્પર ધર્મવિરુદ્ધ તત્ત્વોનો પ્રકાશ કરવો, એ શુ સર્વજ્ઞના સત્ય જ્ઞાનની પ્રેરણા હોઈ શકે ? અલબત કદાપિ હોઈ શકે નહીં એક કહે છે કે, તિબેટમા મનુષ્યોની ઉત્પત્તિ થઇ બીજો કહે છે કે ઇડનની વાડીમા મનુષ્યોની ઉત્પત્તિ થઈ આ બેની જુદી માન્યતાનુ ભાષણુ પણ ઈશ્વરીય જ્ઞાનથી થયું અને તે બે વાત પણ સાચી ! વાહ ! વાહ ! કેવી ફિલોસોફી ! બાઇબલ અને કુરાનમા જણાવ્યુ છે કે આત્માનો પુનર્જન્મ નથી ત્યારે હિંદુના શાસ્ત્રમા જણાવ્યું છે કે આત્માનો પુનર્જન્મ છે આ પણ ઈશ્વરના દૂતની ઉપદેશ શૈલી ! ! ! પરસ્પર વિરોધી તત્ત્વનો પ્રેરનાર ઈશ્વર ! ! ! તેમા કયુ સાચુ તેની તો લડાઈ ચાલે છે આમા કયુ ઈશ્વરનુ જ્ઞાન સાચુ ? તેનો નિર્ણય કોણ કરે જો બે વાત સાચી માનીએ તો પરસ્પર અસત્યતાનો દોષ ઈશ્વરપર આવે છે એ વાત જૂઠી માનીએ તો ઈશ્વર, અજ્ઞાની ઠરે છે કહો કેવી ઈશ્વરીય ફીલોસોફી ! ! ! કેટલાક કહે છે કે, ગાય વગેરે પશુ પંખીમા આત્મા નથી માટે તેને મારવામા દોષ નથી, ત્યારે હિંદુઓ ગાય વગેરે

પાસે શી રીતે બેમી ધર્મના વિચારો ચલાવે ? વાહ !!! વાહ !!! મનમા જે આવ્યું તે ભોળા લોકોને નમ તવી દેવું તે પણ કોઇ રીતે સત્ય ગણી શકાય કે ? અ નણત કરી ગત્ય ગણાય નહીં. પરસ્પર વિરૂદ્ધ ધર્મ કથનારા નેતાઓને સાચુ જુઠુ પ્રેરનાર પરમે વર મા નવો એ કેટલી બધી શરમની વાત ! ! ! હુ પણ જૈનધર્મનો ઉપદેશક નેતા છુ અમારે તો કદી ત્યા જવુ પડયું નથી કટલાક તો રાત્રીના વખતમા જીવો ઉંઘે છે ત્યારે તે પરમે વરની પાસે જાય છે એમ માને છે, તે વાત પણ સત્ય નથી ઉઘમા પણ આત્માથી રહિત આ પ્રત્યક્ષ દેખાતું શરીર થતુ નથી, અને જો આત્મા શરીરમાથી જાય તો શ્વા-સોચ્છ્વાસ પણ ચાલે નહીં, માટે ઉંઘતી વખતે આત્મા અન્યત્ર સૂક્ષ્મ શરીર લેઇ જાય છે એમ માને છે અને સ્થૂલ શરીરમા તે વખતે આત્મા રહેતો નથી એમ માને છે તે પણ જૈનધર્મ વિરૂદ્ધ છે તથા અનુભવ વિરૂદ્ધ છે મિથ્યાત્વના ઉદયથી તેવી બુદ્ધિ પ્રગટે છે, અને જ્યાસુધી તે મિથ્યાત્વનો ઉદય હોય છે ત્યાસુધી ગમે તેટલુ સમ જાવતા અસત્ કદાગ્રહ ત્યજાતો નથી પરમેશ્વરની પાસે મહાત્મા ઓનુ મ ડળ ઉત્તર દેશમા જાય છે આમ કહેવુ તે પ્રત્યક્ષ વિરૂદ્ધ છે ઉત્તર દેશમા તાર્તારી, રૂસિઆ વગેરે દેશો છે ત્યાના લોકો ત્યા ખીણમા પરમેશ્વર બેઠા હોય તો દેખ્યા વિના રહે નહીં. અમુક ખીણમા પરમે વર છે એવું દેખાડવાનો કોઇ ફાંકો રાખતુ હોય તો પ્રથમ ઇગ્લીશ સરકારને દેખાડો એટલે બધી પોપનીલા પ્રગટ થઇ જશે આ તો એક નાકકટાને પરમેશ્વર દેખાયા તેવી વાત માલુમ પડે છે ત્યા કોઇ જાય અને સર્વત્ર તપાસે અને નહી દેખાય તો કહેવુ કે તમારી ચક્ષુમા યોગ્યતા આવી નથી કદાપિ સૂક્ષ્મદર્શક યત્રથી કોઈ જુએ તો કહેવું કે સામાન્ય મનુષ્યોની આખે પર મેશ્વર દેખાય નહીં, દિવ્ય ચક્ષુથી દેખાય. આમ છેતરવાને માટે એક પછી એક એવા બાના બતાવ્યા કરવા તે પરમેશ્વરના ભક્તોને છાજતુ નથી એક વખત પાદશાહે બીરબલને પુછયું કે, હે બીરબલ પરમે વર કેમ દેખાતો નથી? સભા સમક્ષ કળાબાજ બીરબલે ઉત્તર આપ્યો કે એક બાપના ફરજન્દને પરમેશ્વર દેખાય

છે તેથી આપને પણ પરમેશ્વર દેખાતો હશે બાદશાહે શરમને લીધે કહ્યુ કે હા, હા મ્હને પ્રત્યક્ષ આ સામા પરમેશ્વર દેખાય છે તેની પેઠે આ પણ સમજવુ યુક્તિ અને આગમ પ્રમાણથી જે વાત વિરૂદ્ધ હોય તે વિવેક દૃષ્ટિવાળા પુરૂષો માની શકતા નથી કેટલાક તો મનુષ્ય ગમે તેવા પાપ કરે તોપણ ઉચ્ચ અવતાર પામે, નરક, તિર્યંચની ગતિમા જાય નહી એવી મિથ્યા કલ્પનાને માને છે પણ તે યોગ્ય નથી રાજા હોય પણ ઘોર કર્મ કરે અને અન્યાય કરે તો રાજ્યથી ભ્રષ્ટ થઈ કેદમા જાય છે એમ આ જગત્મા દેખવામા આવે છે એમ એ ની પરીક્ષામા પાસ થએલો હોય તોપણ તે ખૂબ દારૂના પાનથી તથા મગજ ચસ્કી જવાથી ગાડા જેવો બની જાય છે તે પ્રમાણે મનુષ્યો જો ઉચ્ચ શુભ કર્મ કરે છે તો ઉચ્ચ અવતાર પામે છે અને નીચ અશુભ કર્મને સેવે છે તો નીચ અવતારને પામે છે ગરીબ મનુષ્ય હોય પણ શુભ આચાર વિચાર સેવે છે તો ઉચ્ચ બને છે અને રાજા હોય પણ જો તે અશુભ આચાર વિચાર, અનીતિ સેવે તો નીચ બને છે રોગ, કેદખાના વગેરેથી દુ ખ પામતા રાજાઓની પેઠે દૃષ્ટાતો પોતાની મેળે યોજવા આ ઉપરથી સિદ્ધ થાય છે કે, જીવો અનાદિકાળથી પોતાની મેળે કર્યા કર્મ પ્રમાણે સુખ, દુ ખ ઉચ્ચ અને નીચ અવતારને પામે છે ઇશ્વરે આ જગત્ બનાવ્યું નથી તિબેટની ઉત્તર દિશામા તે રહેતો નથી પરસ્પર વિરૂદ્ધ ધર્મવાળા મડળો સ્થાપતો નથી સર્વજ્ઞ, વીતરાગ પરમેશ્વર અનતસુખમય છે તેઓને પૂર્વોક્ત દોષોની ઉપાધિ રહેતી નથી ઇત્યાદિ

પ્રશ્ન—શ્રીમહાવીરસ્વામીના સમકાલીન બૌદ્ધધર્મસ્થાપક ગૌતમબુદ્ધ થયા છે તેમનો ધર્મ શું સત્ય છે?

ઉત્તર—કેવલજ્ઞાની વિના કોઇનાથી સત્યધર્મ કથી શકાતો નથી ગૌતમબુદ્ધને કેવલજ્ઞાન પ્રગટયુ નહોતું એમ સિદ્ધ થાય છે સર્વજ્ઞ વિના જે જે ધર્મના સિદ્ધાન્તો કહેવામા આવે છે તેમા ભૂલ આવી જાય છે તે પ્રમાણે ગૌતમબુદ્ધે પણ આત્માઓને

ક્ષણિક માની લીધા, દ્રવ્યરૂપે પણ આત્માઓની નિત્યતા સ્વીકારી નહીં આત્માઓ ક્ષણે ક્ષણે મરે છે અને નવીન આત્માઓ બીજા ક્ષણે ઉત્પન્ન થાય છે આ પ્રમાણે ક્ષણિકવાદ માનતા અનેક દૂષણો આવ્યા, અને મુક્તિની પણ સિદ્ધિ થઈ નહીં ક્ષણિક આત્મા માનતા, પુણ્ય, પાપ, બંધ અને મોક્ષ વગેરે તત્ત્વો ઘટી શકતા નથી શ્રીઆનંદઘનજી મહારાજ પણ કહે છે કે,

सौगतमतरागी कहे वादी क्षणिक ए आतम जाणो ।
बंध मोक्ष, सुख, दुःख, नवी घटे एह विचार मन आणो
मुनिसुव्रत ॥

એક આત્માએ પાપ કર્યું તેનું ફળ ક્ષણાંતરમાં ઉત્પન્ન થનાર અન્ય આત્મા ભોગવે તો અકૃતાગમદૂષણ આવે છે અન્ય આત્માએ ધ્યાન કર્યું અને અન્ય આત્માનો મોક્ષ થાય તે પણ યાય વિરૂદ્ધ છે અન્ય આત્મા પુણ્ય કરે અને તેનું ફળ ક્ષણાંતરમા ઉત્પન્ન થનાર અન્ય આત્મા ભોગવે તો તે ન્યાયવિરૂદ્ધ ગણાય છે અન્ય આત્માનો બંધ અને ક્ષણાંતરમાં ઉત્પન્ન થનાર અન્યનો મોક્ષ ઈત્યાદિ દૂષણો ક્ષણિકવાદમાં આવે છે માટે ગૌતમબુદ્ધનો ક્ષણિકવાદ માનવા યોગ્ય નથી અનેકાન્ત જયપતાકા, સમ્મતિતર્ક, સ્યાદ્વાદમંજરી વગેરેમાં બૌદ્ધતત્ત્વોની અસત્યતાનું દિગ્દર્શન કરાવ્યું છે બૌદ્ધ લોકો હાલમાં ઘણા ભાગે માંસ ભક્ષકો બની ગયા છે વગેરે વીતરાગ કેવલ જ્ઞાની તિર્થંકર વિના કોઈ પરિપૂર્ણ સત્યતત્ત્વનુ પ્રતિપાદન કરી શકતું નથી ગૌતમબુદ્ધે વગડામાં ધ્યાન કર્યું પણ તેના મનમાં ક્ષણે ક્ષણે જુદા વિચારો પ્રગટવા લાગ્યા તેથી તેણે અનુમાન કર્યું કે, ક્ષણે ક્ષણે વિચાર બદલાય છે માટે આત્મા પણ ક્ષણે ક્ષણે નવો ઉત્પન્ન થાય છે આમ એકાન્તપણે સિદ્ધાન્ત માની લીધો આત્મામાં જ્ઞાનગુણ ક્ષણે ક્ષણે પર્યાયપણાને ધારણ કરે છે પણ દ્રવ્યપણે તો આત્મા ત્રણે કાલમાં નિત્ય રહે છે, એમ એકાન્તપણે તેનાથી સમજાયું નહીં તેથી ક્ષણિકવાદ માની લીધો અને તેથી તે વાદ સર્વજ્ઞની દૃષ્ટિવિરૂદ્ધ જાણવો એકાન્તપણે ક્ષણિકવાદની માન્યતાના કહેનારા

ગૌતમબુદ્ધનુ વચન માનવા યોગ્ય થતું નથી ઇત્યાદિ વિશેષ અ-
ધિકાર ગીતાર્થ ગુરુઓથી સમજી લેવો

**પ્રશ્ન**—કેટલાક કહે છે કે, ફલાણી ભક્તાણીને પરમેશ્વરે દર્શન દીધા અમુક ભક્તને ચાર ભુજાવાળા ઇશ્વરે દર્શન દીધા અમુક ભક્તની આંખો ફોડયાથી પરમેશ્વરે દર્શન દીધા પરમેશ્વર વિમાનમા બેસીને અમુકને લઇ ગયા અમુક ભક્તની પરમેશ્વરે હુડી સ્વીકારી અમુકને ઘેર પરમેશ્વરે વર્ષા કરી, અમુકનુ દેવુ પરમેશ્વરે ચુકાવ્યું અમુક ભક્તને પરમેશ્વરે રાસલીલા દેખાડી. વગેરે કેટલાક લોકો માને છે, તેઓની તેવી માન્યતા શું સત્ય છે?

**ઉત્તર**—તેઓની તેવી માન્યતા સત્ય નથી કર્મરહિત વીતરાગ પરમેશ્વર સિદ્ધ પરમાત્મા નિરાકાર છે તે કોઈના બાહ્ય-ચક્ષુથી દેખાતા નથી સિદ્ધપરમેશ્વર કદી શરીર ધારણુ કરી શ-કતા નથી જે જે ભકતો પરમેશ્વરનો જેવો જેવો આકાર કલ્પે છે તેવો તેવો આકાર તેની આંખે દેખાય છે કોઇ મોરલીધારી કૃષ્ણનો આકાર કલ્પે તો તેમા પ્રેમવૃત્તિ થવાથી ત્રાટકની પેઠે સામી કૃષ્ણની મૂર્તિ દેખાય છે, તેથી ભોળા લોકો મને પરમેશ્વરે દર્શન દીધા એમ માની લે છે વૃત્તિ જેવા પ્રકારની હોય તેવો પદાર્થ સામો દેખાય છે હીપ્નોટીઝમ કરનારાઓ લુણને પણ સાકર તરીકે દેખાડે છે અને મનાવે છે તેમજ મૂત્રને દૂધ તરીકે દેખાડી દે છે અને તેમ મનાવે છે ત્રાકટથી પણ સામા પદાર્થો દેખાય છે તે પ્રમાણે જે જે ભકતો જે જે સાકાર શરીરધારી ઓની મૂર્તિયોને પ્રથમ દેખી મનમા નિશ્ચય કરે છે કે આવા મારા પ્રભુ છે અને તે મને દર્શન દેશે એમ ધારી તેના કલ્પેલા પ્રભુના આકારમાં ત્રાટક કરી વૃત્તિની એકાગ્રતા, પ્રેમથી કરે છે, તો તેને તેવા પ્રકારની પ્રભુની મૂર્તિ સામી દેખાય છે પોતાની મનોવૃત્તિ પ્રમાણે મૂર્તિમા સર્વ પ્રકારની ચેષ્ટા દેખી પછી માની લે છે કે મને પ્રભુના દર્શન થયા, પણ તેઓને ખરા નિરાકાર સિદ્ધ પરમેશ્વરના દર્શન થતા નથી એમ જ્ઞાનિ પુરૂષો વિચારી લેશે કદાપિ એમ પણ બને છે કે તે તે ધર્મની

રાગી દેવતાઓ તે તે ધર્મના ભક્તોના પ્રત્યક્ષ વા પરોક્ષ પણે સંકટોનું નિવારણ કરે છે, અને ચમત્કાર દેખાડે છે, તેથી ભોળા લોકો એમ સમજે છે કે તે સર્વ, પરમેશ્વરે કર્યું પણ તે માન્યતા ખોટી છે અસંખ્ય દેવતાઓ છે કેટલાક દેવતાઓ સત્યધર્મના રાગી છે અને કેટલાક દેવતાઓ મિથ્યાત્વધર્મના રાગી છે તેથી દેવતાઓ પોતાની વૃત્તિના અનુસારે માનનાર ધર્મવાળા ભક્તોને સહાય કરે છે જેમ પ્રત્યક્ષ જગતમા મનુષ્યો, કેળવણી, રાજ્યકારોબાર, વગેરે વિચારોમા પોતાના વિચાર જેવા વિચાર ધારણ કરનારાઓને સહાય કરે છે, તેમ દેવતાઓમા પણ સમજી લેવું આમ સિદ્ધાન્ત છે તેથી વિવેકી પુરૂષો સમજશે કે અમુક ભક્તને અમુક આકારે પરમેશ્વરે અમુક દીધુ તે વાત ખોટી છે ઉત્તમ કેવલજ્ઞાનથી નિરાકાર પરમેશ્વરને દેખી શકાય છે એમ સમજવુ

**પ્રશ્ન**—કેટલાક કહે છે કે અમારૂ અમુક પુસ્તક ઈશ્વરપ્રેરિત છે, બીજાઓ કહે છે કે અમારૂ પુસ્તક ઈશ્વરપ્રેરિત છે કેટલાક કહે છે કે, વેદ, ઈશ્વરપ્રેરિત પુસ્તક છે તેવી રીતે દરેક ધર્મવાળાઓ પોતાના પુસ્તકને ઈશ્વરપ્રેરિત કહે છે શુ આ પુસ્તકો નિરાકાર ઈશ્વરપ્રેરણાથી બનેલા હશે ? અને તેવી માન્યતા માનવા યોગ્ય છે ?

**ઉત્તર**—આ બાબતનો વિચાર કરતા એવી માન્યતા માનવા યોગ્ય જણાતી નથી નિરાકાર પરમાત્મા નિષ્ક્રિય છે ઇચ્છારહિત છે તેથી તે કોઇને પુસ્તક રચવાની પ્રેરણા કરતો નથી અને તેવી પ્રેરણા કરવાનુ પ્રયોજન પણ કંઇ નથી વીતરાગ પરમાત્માને પ્રેરણાનું પ્રયોજન કોઇ રીતે સિદ્ધ થતું નથી પરમાત્મા એક સ્થાનથી અન્ય સ્થાને નિષ્ક્રિયપણાથી તથા પ્રયોજનના અભાવથી જતો નથી, અને તે કોઇ ઋષિ અગર ભક્તના આત્મામા ઉતરતો નથી હવે બીજી રીતે વિચારતા વેદાદિ પુસ્તકો જો ઇશ્વરપ્રેરિત હોય તો પરસ્પર એકબીજામા વિરૂદ્ધ લખાણ આવે નહીં સર્વજ્ઞની પ્રેરણામા પરસ્પર વિરોધ આવે નહીં અને વિરોધ આવે તો તે સર્વજ્ઞ કહેવાય નહીં, પણ પરસ્પર વિરોધ તો આવે છે તેથી તે સર્વજ્ઞ

પરમાત્માના રચેલા ગણી શકાય નહી કેટલાક કહે છે કે, આત્માનો પુનર્જન્મ નથી વેદ કહે છે કે આત્માનો પુનર્જન્મ છે બાયબલ માનનારાઓ ઇશુને પરમેશ્વરનો વકીલ માની સર્વ પાપથી રહિત થવા માગે છે ત્યારે વેદ પુસ્તક તે બાબતનો સ્વીકાર કરતુ નથી વેદધર્મમા યજ્ઞ કરવાનુ લખ્યુ છે ત્યારે બાયબલ અને કુરાન તેને સ્વીકારતા નથી વેદધર્મવાળા યજ્ઞોપવીત બતાવે છે ત્યારે બાઇબલ અને કુરાન તે વાત સ્વીકારતુ નથી વેદધર્મવાળા ગાયને પવિત્ર, પૂજ્ય અને તેનો નાશ કરવાથી મોટુ પાપ માને છે, ત્યારે કેટલાક માનતા નથી કેટલાક તો ગાય વગેરે પશુ પખીઓમા આત્મા પણ માનતા નથી, ભિન્ન ભિન્ન ધર્મપુસ્તકોને માનનારાઓ મુક્તિનુ સ્વરૂપ પોતાના શાસ્ત્રાનુસારે ભિન્ન ભિન્ન માને છે ત્યારે આવા પરસ્પર વિરોધવાળા પુસ્તકો ઇશ્વરપ્રેરિત છે એમ શી રીતે માની શકાય? અલબત માની શકાય નહી બીજાઓના પુસ્તકનુ પણ તેવી રીતે સમજી લેવુ જે પુસ્તકમા પુનર્જન્મની વ્યાખ્યા નથી, તે પુસ્તકમા આત્માનુ પરિપૂર્ણ સ્વરૂપ કથન કર્યું નથી એમ માનવાના અનેક પ્રમાણો છે આમાથી એકને ઇશ્વરપ્રેરિત માનવુ અને અન્યોને ન માનવા એમ પણ બની શકતું નથી બીજા પુસ્તકો, કેટલાક પશુઓનો યજ્ઞ કરવાનુ બતાવે છે અને તે કહે છે કે તેવી ઇશ્વરની પ્રેરણા છે, ત્યારે કેટલાક વેદને માનનાર કહે છે કે વેદમા હિંસા બતાવી નથી આ બેમાથી કોનુ કહેવુ ઇશ્વરની પ્રેરણાથી છે તેનો તો હજી સુધી નિર્ણય આવ્યો નહી, કેટલાક કહે છે કે, વેદનો બનાવનાર કોઇ ઇશ્વર છેજ નહી, તેથી તે અપૌરુષેય છે,ત્યારે કેટલાક કહે છે કે-વેદ, શબ્દરૂપ હોવાથી તેનો બનાવનાર કોઇ છે તેથી તે પૌરુષેય છે કારણ કે મુખવિના શબ્દ નીકળે નહી અને જ્યારે મુખ માનવુ પડે ત્યારે કોઇ પુરૂષ કર્ત્તા તરીકે માનવો પડે, અને તેના આત્મામા ઇશ્વરે પ્રેરણા કરી એમ માનવુ જોઇએ અપૌરૂષેય વેદને માનનાર કહે છે કે, કોઇ પુરૂષના મુખમાથી વેદના શબ્દ નીકળ્યા નથી જો કોઇ પુરૂષને ઈશ્વરે [illegible] રી એમ માનીએ તો તે પુરૂષની પ્રમાણિકતા—

સિદ્ધ થયાવિના તે માની શકાશે નહી અનેક પુરૂષ બધી વિવાદ ચાલતા અમુકમા ઇશ્વરે પ્રેરણા કરી તેમ સિદ્ધ થતું નથી માટે વેદ અનાદિ છે અને તે પૂજવા યોગ્ય છે તેનો બનાવનાર ઈશ્વર નથી એમ કેટલાક વેદધર્મવાળા માને છે એમા પૌરૂષેય વાળાનુ કહેવુ ખરૂ છે કે અપૌરૂષેયવાળાનુ કહેવુ ખરૂ છે? આ પ્રમાણે વેદધર્મવાળાઓ એકનિશ્ચય ઉપર આ યા નથી પર પર વેદની જુદી જુદી માન્યતાઓ માને છે માટે બેમાથી એકની માન્યતાને પણ સાચી કહી શકાય નહી ઇશ્વરપ્રેરિત વેદ છે એમ અપૌરૂષેય વેદધર્મવાળા સિદ્ધ કરે છે તેથી પણ વેદ ઇશ્વરપ્રેરિત પુસ્તક નથી એમ સિદ્ધ થાય છે વેદને અનાદિ માનવાવાળા અપૌરૂષેય વાદીઓનુ કહેવુ પણ સત્ય નથી કારણ કે મુખવિના સ્પષ્ટ શબ્દનો ઉચ્ચાર થાય નહી અને શબ્દવિના વેદ બને નહી માટે વેદસબધી અપૌરૂષેય માન્યતા ટકી શકતી નથી વેદધર્મ સબધી કેટલાક મનુષ્યો, શબ્દથી આકાશ વગેરે જગતની ઉત્પત્તિ માને છે કેટલાક ઇશ્વરના સકલ્પથી માને છે કેટલાક બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, શક્તિ, વગેરે ભિન્ન ભિન્ન દેવને વેદના આધારે જગતકર્તા તરીકે માને છે એક વેદમા પરસ્પર આવા પ્રકારની અનેક વિરોધી માન્યતાઓને લીધે કઇ માન્યતા ઇશ્વરપ્રેરિત છે તેનો નિર્ણય થઇ શકે તેમ નથી વેદના આધારે આર્યસમાજીઓની તત્ત્વસબધી માન્યતા જુદી વેદના આધારે રામાનુજીઓની તત્ત્વ સબધી માન્યતા જુદી વેદના આધારે શાકરમતાનુયાયીની તત્ત્વ સબધી માન્યતા જુદી વેદના આધારે નિબાર્કની તત્ત્વસબધી માન્યતા જુદી વેદના આધારે વલ્લભાચાર્યના અનુયાયીઓની તત્ત્વ સબધી માન્યતા જુદી વેદના આધારે દેવીભક્તોની તત્ત્વસબધી માન્યતા જુદી વેદના આધારે વામમાર્ગીઓની તત્ત્વસબધી માન્યતા જુદી વેદના આધારે સ્વામીનારાયણવાળાની તત્ત્વસબધી માન્યતા જુદી વેદના આધારે પુરાણીઓની તત્ત્વસબધી માન્યતા જુદી ભિન્ન ભિન્ન ઇશ્વર, આત્મા, મુક્તિ, ધર્મસબધી માન્યતાઓવાળુ વેદ પુસ્તક હોઇ સર્વજ્ઞનુ રચેલુ જણાતુ નથી તેમજ ઇશ્વરની

ક્રિયા કરવાવાળી માનો છો તેથી અગિરા, વાયુ વગેરેને પ્રેરણા થઇ અને અન્યને ન થઇ એમ કદાપિ કહી શકાશે નહી, અને કોનુ કહેવુ સત્ય છે તેનો પણ નિર્ણય થઇ શકશે નહી સદા કાળ પ્રરણાનો સદ્ભાવ માન્યાથી ઇશ્વરીય જ્ઞાનની પ્રેરણાને સ્વાભાવિક કહેશો તો પૂર્વોક્ત દોપો આવવાથી પ્રેરણાની સિદ્ધિ થશે નહીં. ઇશ્વરીય પ્રેરણાને વિભાવિક કહેશો તો ઇશ્વરના જ્ઞાનમા વિકારદોષના આરોપ આવે છે અને વિભાવિકપ્રેરણામા અન્યનો સસર્ગ માનતા ઇશ્વરીય જ્ઞાનની મલીનતાનો પ્રસગ આવે છે તેમજ ઇશ્વરીય જ્ઞાનપ્રેરણાને વિભાવિક માનતા ઇશ્વરની નિત્યતા ઉડી જાય છે આ પ્રમાણે જ્ઞાનપ્રેરણા સબધી વિકલ્પો કરાતા અનેક વિરોધો ખડા થાય છે માટે ઇશ્વરે વાયુ, અગિરા વગેરેના આત્મામા જ્ઞાનની પ્રેરણા કરી તે વાત અસત્ય ઠરે છે વેદ ધર્મસબધી તત્ત્વમાન્યતાઓ આ પ્રમાણે પરસ્પર વિરોધવાળી હોવાથી તે પુસ્તક સર્વજ્ઞનુ રચેલુ સિદ્ધ થતું નથી ડોકટર મૅક્ષમુલર તો કહે છે કે વેદ, ઋષિયોના બનાવેલા છે અને તેનો કાલ ત્રણ હજાર વર્ષ લગભગનો છે કદાપિ માનો કે તે ઘણો પ્રાચીન છે તોપણ તેનો કર્તા સર્વજ્ઞ પરમેશ્વર સિદ્ધ થતો નથી

**પ્રશ્ન**—જૈનોમા પણ ત્રણ પન્થો છે અને તેની માન્યતા જુદી છે ત્યારે જૈનાગમના કર્ત્તા પણ સર્વજ્ઞ શી રીતે ઠરીશકે?

**ઉત્તર**—જૈનોના ત્રણ ફીરકાઓ છે પણ તેમા ષટદ્રવ્ય, ગુણપર્યાય, સાતનય, સસભગી, નવતત્ત્વ, આત્મા, પરમાત્મા, જગત્સ્વરૂપ, કર્મસ્વરૂપ, મુક્તિસ્વરૂપ, વગેરે મુખ્ય તત્ત્વોમા એક સરખી સામાન્યત માન્યતા છે કેટલીક ક્રિયાઓ વગેરે બાબતોમા ભિન્નતા છે સર્વજ્ઞના કહેલા તત્ત્વોમા કોઇની જુદી માન્યતા નથી અને તે તત્ત્વોમા કોઇ જાતનો વિરોધ આવતો નથી, તેથી તે સર્વજ્ઞ કથિત છે સૂક્ષ્મતત્ત્વોનુ સ્વરૂપ, સર્વજ્ઞ વિના અન્ય કહી શકેજ નહીં જૈનશાસ્ત્રોનો માધ્યસ્થ્યદૃષ્ટિથી અભ્યાસ કરે છે તેઓ મુક્તકઠથી કહે છે કે, આવા સૂક્ષ્મતત્ત્વોની પ્રરૂપણા કરનાર સર્વજ્ઞ હોવા જોઇએ તત્ત્વોસબધી જૈનાગમોમા જેટલી

સૂક્ષ્મ વ્યાખ્યાઓ છે તેટલી અન્ય ધર્મના પુસ્તકોમા જણાતી નથી જૈનધર્મમા કેટલીક બાબતમા અમુક બાબતો સબધી મત પડેલા છે તે પાછળના આચાર્યોના વખતમા પડયા છે અને આચાર્યો તે સર્વજ્ઞ નહી હોવાથી તેઓમા અમુક વસ્તુ સબધી જ્ઞાનમા ફેર આવી શકે તેથી કઇ સર્વજ્ઞ કથિત આગમ તત્ત્વોમા વિરોધ આવતો નથી વેદમા તો તત્ત્વોની બાબતમા ભિન્ન ભિન્ન માન્યતાઓને લીધે તત્ત્વોમા વિરોધ આવવાથી સર્વજ્ઞ કથિત વેદ, સિદ્ધ થતો નથી, તેમજ વેદના આધારે સર્વજ્ઞ ઇશ્વર પણ કોઇ સિદ્ધ ઠરતો નથી જગત્કર્ત્તા તરીકે જે ઇશ્વર વેદદ્વારા સિદ્ધ કરવામા આવે છે તેમા ઉપર પ્રમાણે દોષોનો આરોપ તથા ન્યાયનો વિરોધ આવવાથી જગત્કર્ત્તા ઇશ્વર સિદ્ધ ઠરતો નથી જગત્કર્તૃત્વ ધર્મવિનાનો વીતરાગ સર્વજ્ઞ પરમાત્મા માનશો તો જૈનધર્મમા પ્રવેશ થશે સર્વજ્ઞ વીતરાગકથિત જૈનધર્મના તત્ત્વોમા કોઇ જાતનો વિરોધ આવતો નથી સાપેક્ષપણે સર્વ ધર્મોનો જૈન ધર્મમા સમાવેશ થાય છે અને અન્ય ધર્મમા કથિત અસત્તત્ત્વોનુ નિવારણ થાય છે આત્માની જ્ઞાનાદિ અનત શક્તિઓ ખીલવવાના સમ્યગ્ ઉપાયો, જૈનધર્મમા સર્વજ્ઞ વીતરાગે દર્શાવ્યા છે માટે જૈનધર્મ, સર્વજ્ઞકથિત સિદ્ધ છે

**પ્રશ્ન**—સર્વજ્ઞ પરમેશ્વર એવા કોઇ હોય છે કે જેનો ઉપદેશેલો ધર્મ સત્ય હોય ? અને જો તે હોય તો તે સર્વજ્ઞ પરમાત્માનુ સ્વરૂપ શું છે ?

**ઉત્તર**—સત્ય ઉપદેષ્ટા, વીતરાગ પરમેશ્વર હોય છે, અને તત્કથિત જૈનધર્મ છે વીતરાગ પરમેશ્વર સર્વજ્ઞ હોવાથી સર્વ પદાર્થોને પરિપૂર્ણપણે જાણે છે તેમના કેવલજ્ઞાનમા લોકાલોકનો ભાસ થાય છે, વીતરાગ પ્રભુ સર્વજ્ઞ છે તે જેવુ દેખે છે તેવુ કહે છે કહ્યુ છે કે,

શ્લોક.

**सर्वज्ञो जितरागादि-दोषस्त्रैलोक्यपूजित ॥**
**यथास्थितार्थवादीच देवोऽर्हन् परमेश्वर ॥ १ ॥**

ભાવાર્થ—પરમેશ્વર અરિહંત ( અર્હન્ ) દેવ છે, તે સર્વજ્ઞ છે રાગાદિ દોષોનો ક્ષય જેણે કર્યો છે એવા છે ત્રણ લોકથી પૂજાયલા છે, યથાસ્થિતાર્થ વક્તા છે અર્હન્‌દેવ ( અરિહંતદેવ ) અષ્ટાદશ દોષથી રહિત હોય છે, અને બાર ગુણે વિરાજમાન હોય છે તિર્થંકર, અરિહંત, અરૂહંત, અરહંત, જિનેશ્વર, જિનેન્દ્ર, જિનપતિ, અર્હન્ એ સર્વ અર્હન્ દેવના નામ જાણવા પૂર્વ ત્રીજા ભવમા જેણે વીશ સ્થાનકમાથી ગમે તે સ્થાનક સેવી તીર્થંકર નામકર્મ બાધ્યુ હોય છે તે તીર્થંકર તરીકે, ભરત, ઐરવત, અને મહાવિદેહક્ષેત્ર પૈકી ગમે તે ક્ષેત્રના ઉત્તમ કુળમા, ચતુર્દશસ્વપ્ન સૂચિત સૌભાગ્યસહિત માતાની કુખે અવતરે છે તીર્થંકર જ્યારે માતાની કૂખે જન્મે છે ત્યારે મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન એ ત્રણ જ્ઞાનસહિત હોય છે, જે જે તીર્થંકરો માતાની કૂખે જન્મે છે તે, ત્રણ જ્ઞાનસહિત હોય છ તેઓ ભોગાવલી કર્મ હોય છે ત્યા સુધી સંસારમા વસે છે અને પશ્ચાત્ દીક્ષા અગીકાર કરી ધ્યાન ધરે છે આત્માની સમાધિ પામી સપૂર્ણ ઘાતીકર્મનો ક્ષય કરી તેરમુ ગુણસ્થાનક પ્રાપ્ત કરે છે અને ત્યા કેવલજ્ઞાન અને કેવલદર્શન તથા ક્ષાયિક ચારિત્ર, તથા ક્ષાયિક વીર્યગુણને પ્રાપ્ત કરે છે સયોગી કેવલીને વેદનીય, આયુષ્ય, નામ અને ગોત્ર એ ચાર અઘાતી કર્મ બાકી રહે છે આયુષ્યકર્માદિ ચાર અઘાતીયા કર્મનો ક્ષય થાતા મુક્તિસ્થાનમા તેઓ એક સમયમા ગમન કરી સાદિ અનન્તમા ભાગે સિદ્ધ પરમાત્માની પદવી પ્રાપ્ત કરીને ત્યા અનન્ત સુખ ભોગવે છે

પ્રશ્ન—વીતરાગતીર્થંકર, જીવોને કયા બેસી ઉપદેશ કરે છે, અને તે શો ઉપદેશ આપે છે ?

ઉત્તર—કેવલજ્ઞાની તીર્થંકર ભગવાન્, સમવસરણમા બેસી બાર પર્ષદા ષડ્દ્રવ્ય, નવ તત્ત્વનો, સાતનયની અપેક્ષાપૂર્વક ઉપદેશ આપે છે દેવતા, મનુષ્યો અને પશુપખીઓ વગેરે પણ સર્વ તીર્થંકરનો ઉપદેશ સાભળે છે સકળ વસ્તુઓનો ષડ્દ્રવ્ય અગર નવ તત્ત્વમા સમાવેશ થાય છે ષડ્દ્રવ્ય અગર નવ તત્ત્વોની બહાર

કોઇ તત્ત્વ નથી સર્વજ્ઞ પરમેશ્વર–તીર્થંકર જીવોને અનંતસુખ પ્રાપ્ત કરવાનો ઉપદેશ આપે છે જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ સંવર, નિર્જરા, બન્ધ, અને મોક્ષ એ નવ તત્ત્વોનુ ચાર નિક્ષેપાથી સ્વરૂપ બતાવે છે દેવગતિ, મનુષ્યગતિ, તિર્યંચગતિ અને નરકગતિ એ ચાર ગતિનુ સ્વરૂપ બતાવે છે આત્મા અને કર્મનો સંબંધ કેવો છે તથા કર્મ કેટલા પ્રકારના છે તે લક્ષણપૂર્વક બતાવે છે વ્યવહાર અને નિશ્ચયનયથી સાધુધર્મ અને શ્રાવક ધર્મને બતાવે છે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ ચતુર્વિધ તીર્થની સ્થાપના કરી જગતની ઉન્નતિ કરે છે જીવો પરમાત્મપદ પામે એવા ઉપાયો બતાવે છે જન્મ, જરા અને મરણના દુઃખોથી છૂટવાનો જીવોને બોધ આપે છે દુનિયામા રહેલા સર્વ પદાર્થો કેવી રીતે થએલા છે તેનુ દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક નયથી સ્વરૂપ બતાવે છે જગતમા ચાલતા ધર્મોમા કયા કયા નયની અપેક્ષાએ સત્યતા રહેલી છે અને કયા કયા નયની અપેક્ષાએ તે તે ધર્મોમા અસત્યતા રહેલી છે તે અનેકાન્તપણે જણાવી સાપેક્ષવાદનો સિદ્ધાન્ત બતાવે છે. અનેક નયોની અપેક્ષાએ વસ્તુઓમા અનન્ત ધર્મો રહ્યા છે તેને સારી રીતે જણાવે છે જ્ઞાન અને ક્રિયા એ બેથી મુક્ત થાય છે એમ તીર્થંકર ભગવાન્ દેશના આપે છે દેવ, ગુરૂ અને ધર્મનુ સ્વરૂપ બતાવે છે ઇત્યાદિ

પ્રશ્ન—અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ પંચપરમેષ્ઠિનુ સામાન્યત સ્વરૂપ શુ છે ?

ઉત્તર—અરિહંતનુ સ્વરૂપ, પૂર્વ પ્રશ્નોત્તરમા જણાવ્યુ છે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર, અને અન્તરાય એ આઠ કર્મના સંપૂર્ણ ક્ષય થવાથી સિદ્ધ પરમેષ્ઠી થવાય છે અનન્ત જીવો અષ્ટકર્મનો ક્ષય કરી સિદ્ધપરમાત્માઓ થયા, થાય છે, અને થશે સિદ્ધના આઠ ગુણ છે જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, વીર્યાચાર અને તપાચાર એ પાંચ આચારને સાધુવેષે પાળનાર અને પળાવનાર આચાર્ય ભગવાન્ છત્રીશ ગુણે બિરાજમાન હોયછે સૂત્રસિદ્ધાન્તોના ભણનાર તથા

ભણાવનાર સાધુવેષસહિત ઉપાધ્યાય ભગવાન્ પચ્ચીશ ગુણે બિરાજમાન હોય છે સાધુવેષે પચમહાવ્રત પાળનાર સત્તાવીશ ગુણના ધારક સાધુ ભગવાન્ હોય છે આ પચપરમેષ્ઠિ તરતમયોગે જાણવા. આ પચપરમેષ્ઠિનુ વિશેષ સ્વરૂપ આવશ્યક આદિ અન્ય સૂત્રો તથા ગીતાર્થગુરુથી જાણવુ એક એક પરમેષ્ઠિનુ વર્ણન કરતા એકેક મોટો ગ્રથ બની જાય તેમ છે માટે અત્ર શબ્દ માત્રથી સક્ષેપમા સ્વરૂપ જણાવ્યુ છે ચતુર્દશપૂર્વમા પરમેષ્ઠિ નમસ્કાર મત્ર સર્વોત્તમ છે પચપરમેષ્ઠિના સર્વ મળી એકસોને આઠ ગુણ હોય છે તેથી નવકારવાળીના પણ એકસો ને આઠ મણકા કરેલા છે સાધુ આદિના ગુણો આત્મામા પ્રગટાવતા પ્રગટાવતા છેવટ સિદ્ધ ભગવાનના ગુણો પ્રગટાવી શકાય છે અને આત્મા સિદ્ધબુદ્ધ પરમાત્મારૂપે થઇ જાય છે અને સમયે સમયે અનન્ત સુખ ભોગવે છે સમયે સમયે લોકાલોકને કેવલજ્ઞાનથી જાણે છે

**પ્રશ્ન**—સિદ્ધશિલાપર મુક્તિસ્થાનમા અનન્તસિદ્ધ પરમાત્મા ઓ છે, તે એક સ્થાનમા સર્વે શી રીતે માઇ શકતા હશે ?

**ઉત્તર**—એક ઓરડામા હજારો દીપકનો રૂપી પ્રકાશ માઇ શકે છે અને તે રૂપી પ્રકાશને માતા વાધો પડતો નથી, તો અરૂપી નિરાકાર અનન્તસિદ્ધોને એક ઠેકાણે સમાતા કોઇ જાતનો વાધો કદાપિ પડતો નથી એક સ્થાનમા અનન્તસિદ્ધ ભગવતો રહ્યા છે તેથી જ્યોતિમા જ્યોતિ મળી એમ કહેવાય છે કોઇ વિદ્વાનના હૃદયમા જૈનશાસ્રો વેદાતશાસ્રો, બૌદ્ધશાસ્રો, કુરાન, બાયબલ, નીતિશાસ્રો, અનેક પ્રકારના વ્યવહારના શાસ્રો અને તેના અક્ષરોનો સગ્રહ મોટો છતા તેની છાતીમા (હૃદયમા) સર્વે માઇ શકે છે જરા માત્ર પણ સકડાશ થતી નથી, તેવી રીતે મુક્તિસ્થાનમા અનત સિદ્ધો ગયા અને જશે તો પણ જરા માત્ર સકડાશપણાનો વિરોધ આવતો નથી

**પ્રશ્ન**—મુક્તિમા અનન્તજીવો કર્મનો ક્ષય કરી ગયા, અને જશે, ત્યારે સસારમાથી જીવો છૂટતા છૂટતા સસારમાથી જીવો

ખાલી થવાનો પ્રસગ આવશે તેનુ કેમ ?

ઉત્તર—સ્થૂલદષ્ટિથી જોતા એમ લાગે છે પણ સૂક્ષ્મજ્ઞાન દષ્ટિથી જોતા મુક્તિમા અનત જીવો જાય તો પણ અનન્તકાળે પણ કદી સસારમા જીવો ખૂટશે નહી જેટલા જીવો મુક્તિમા જાય છે તેટલા જીવો પરમાર્થથી જોતા સસારમાથી ખૂટે છે પન્તુ સસારી જીવોનો નિરવશેષ અન્ત થતો નથી એટલા અનતા એ સસારી જીવો છે નિરતર વૃદ્ધિનો અભાવ છતા અને નિરતર સસારમાથી જીવો ખૂટતા છતા પણ જેનો નિરવશેષ અન્ત નથી થતો તેને અનન્ત કહે છે એવી અનત શબ્દની વ્યાખ્યાવાળા અનત જીવો સમજવા આ પ્રમાણે અનત શબ્દની વ્યાખ્યાનુ જ્ઞાન થતા કોઇ જાતની શકા રહેતી નથી આ ઉપર એકદેશીય અન્ય દષ્ટાત આ પ્રમાણે જાણુવુ કોઇ વિદ્વાન્ જન્મથી આરભીને ત્રણ લોકના સર્વ શાસ્ત્રોનુ પઠન કરતો છતો અસખ્ય વર્ષ ગાળે તો પણ તેના અવિશ્રાત પાઠથી તેનુ હૃદય કદાપિ શાસ્ત્રોના અક્ષરોથી પૂર્ણ થાય નહિ, અને શાસ્ત્રાક્ષરો ખૂટે નહી, તેમજ શાસ્ત્રો ખાલી થાય નહિ, તેવીજ રીતે સસારમાથી ગમે તેટલા ભવ્ય જીવો મુક્તિમા જાય તો પણ મુકિત પૂરાય નહિ અને સસારમાથી અનત એવા ભવ્ય જીવો ખૂટે નહી, અને તેથી સસાર ખાલી થાય નહી ભૂતકાળના અનતાસમય લેવા વર્તમાનકાળનો એક સમય લેવો અને ભવિષ્યકાળના અનતા સમય લેવા એ ત્રણનો સરવાળો કરવો કલ્પનાથી ધારો કે એકેક સમયમા કરોડો જીવો મુક્તિ જાય અથવા ધારો કે એકક સમયમા અસખ્ય જીવો મુક્તિ જાય તો પણ તેનાથી અનતગુણા કરીએ વળી જે સરવાળો આવે તેને અનતગુણા કરીએ વળી જે સરવાળો આવે તેને અનતગુણા કરીએ એમ અનતાને અનતગુણા અસખ્યવાર અનતવાર કરીએ એટલા અનત જીવો સસારમા છે, તેથી સમયે સમયે જીવમુક્તિ જાય તોપણ ભવિષ્યકાળના સમય કરતા અનતાનત અનત જીવો હોવાથી કદી સસારી જીવો ખાલી થતા નથી સમયે સમયે અનત ભવિષ્યકાળ પર્યંત જીવો મુક્તિમા જાય-તો

પણ નિરવશેષ પૂરે નહી એટલા અનત સસારી જીવો સમજવા અનન્ત એટલે જેનો કદાપિ અત ભવિષ્યકાળમા મુક્તિ જતા છેડો (પાર) આવે નહિ તેટલા અનત સસારી જીવો સમજવા. અનતાના અનતા ભેદ છે તે જૈનશાસ્ત્રોનો પરિપૂર્ણ અભ્યાસ કરતા સમજાય છે આ પ્રમાણે સૂક્ષ્મજ્ઞાનદૃષ્ટિથી જેઓ વિચારે છે તેની શકા ટળી જાય છે અને બરાબર ઉત્તર સમજાય છે ઇત્યાદિ વિશેષ સ્વરૂપ ગીતાર્થગુરૂગમપૂર્વક સમજવું

પ્રશ્ન—સિદ્ધના જીવોને પુન કર્મ કેમ લાગી શકે નહિ તેમજ સિદ્ધપરમાત્માઓ ગમનાગમન કેમ કરી શકે નહીં ?

ઉત્તર—કર્મ લાગવાનુ કારણ, મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ છે મિથ્યાત્વ, અવિરતિ આદિનુ સ્વરૂપ અન્ય શાસ્ત્રો તથા ગુરૂગમથી સમજી લેવુ મિથ્યાત્વાદિનો સપૂર્ણ ક્ષય કરીને સિદ્ધપરમાત્માઓ થયા છે તેથી મિથ્યાત્વાદિના અભાવે નવીન કર્મ ગ્રહણ કરી શકતા નથી મિથ્યાત્વાદિના અભાવે સિદ્ધોમા કર્મ ગ્રહણ કરવાનો અભાવ સમજવો સિદ્ધપરમાત્માઓ કર્મના અભાવે અક્રિય થયા છે તેથી તે સસારી જીવોની પેઠે ગમનાગમન કરી શકતા નથી. તેમજ સિદ્ધપરમાત્માઓને એક ઠેકાણેથી અન્ય ઠેકાણે જવાનુ પ્રયોજન પણ નથી જેને રાગદ્વેષ નથી, અને અનત સુખના સમયે સમયે ભોક્તા છે તેવા સિદ્ધપરમાત્માઓને ગમનાગમનનુ કોઇ પણ જાતનુ પ્રયોજન નથી સ્વભાવે અક્રિય થવાથી ગમનાગમનની ક્રિયાથી રહિત હોય છે, તેથી તેઓ કોઇ પણ કાળે મુક્તિમાથી પાછા આવતા નથી કેટલાક આર્યસમાજીઓ વગેરે મુક્તિમાથી જીવો અમુક કાળે પાછા સસારમા આવે છે એમ માને છે તેઓની એવી મુક્તિ, જૈનોએ માનેલા દેવલોકના દેવતા જેવી સમજવી. ખરી મુક્તિનુ તેઓને જ્ઞાન નથી એમ સમજવુ

પ્રશ્ન—તીર્થકર કેવલજ્ઞાનીએ મુક્તિ સિદ્ધ વગેરેનુ સ્વરૂપ બતાવ્યું છે એમ જાણ્યું પરતુ તીર્થંકર તો સમવસરણમા બેસીને તત્ત્વોની દેશના આપે છે ત્યારે આગમોની રચના કોણ કરતું હશે ?

ઉત્તર—શ્રી કેવલી તીર્થંકર ભગવાન્ સમવસરણમા બેસીને દરેક પદાર્થોની ઉત્પાદ, વ્યય, અને ધ્રૌવ્યતા વર્ણવે છે દરેક પદાર્થોનુ નયોની અપેક્ષાપૂર્વક સૂક્ષ્મ સ્વરૂપ બતાવે છે તેમનો ઉપદેશ તેમના અગ્રગણ્ય ગણધર શિષ્યો સાભળી તેની દ્વાદશાગી તરીકે શ્રુતજ્ઞાનની રચના કરે છે દ્વાદશાગી મા ચૌદપૂર્વનો સમાવેશ થાય છે પશ્ચાત્ ગણધરોના શિષ્યોની પરપરાએ શ્રુતજ્ઞાનરૂપ આગમનો પ્રવાહ વહ્યા કરે છે ચરમ (છેલ્લા) તીર્થંકર શ્રી મહાવીર સ્વામીએ સમવસરણમા બેસી તત્ત્વોનુ સ્વરૂપ પ્રતિપાદન કર્યું તેમના અગ્રગણ્ય શિષ્ય, ગૌતમ (ઈન્દ્રભૂતિ) વગેરે ગણુધર સાધુ શિષ્યોએ ભગવાન્‌ની દેશનામા આવેલા તત્ત્વોની દ્વાદશાગીમા રચના કરી, અગીયાર અગ અને બારમુ દૃષ્ટિવાદ એ બાર અગને દ્વાદશાગી કહે છે ગણધરના શિષ્યોએ તેનુ અધ્યયન કર્યું ગણધરો પૈકી સુધર્માસ્વામી જે પાચમા ગણધર હતા તેમના સાધુ શિષ્યોની પરપરા ચાલી શિષ્યપરપરાપૂર્વક આગમોનુ વાહન થવા લાગ્યુ કાળદોષથી, પરદેશી રાજાઓ મુસલમાનો વગેરેની સ્વારીઓથી ઘણા પુસ્તકો નષ્ટ થવાથી જ્ઞાનની હીનતા થવા લાગી, તોપણ હાલ અગીયાર અગ વગેરે આગમોની હયાતી છે

પ્રશ્ન—જ્યારે મૂળ સૂત્રો હતા ત્યારે પ્રકરણ ગ્રથો વગેરે રચવાની શી જરૂર પડી?

ઉત્તર—દેશકાળને અનુસરીને ગણધરોની પરપરાએ થનાર આચાર્યો, સૂત્રોના આશયોમા પ્રવેશ થાય તેવી રીતે અને તે તે કાળને અનુસરી તે તે લોકોની યોગ્યતાનુસારે સૂત્રોના રહસ્યો બોધાય તે માટે પ્રકરણ, ગ્રથો વગેરેની ગમે તે ભાષામા રચના કરી જૈનધર્મોન્નતિ કરી શકે છે. જેવો જેવો જમાનો વર્તે છે તે તે કાળમા તેવા જમાનાને અનુસરીને સૂત્રોના અનુસારે સૂત્રોની અસ્તિતા તથા પ્રભુતા જણાવવા તથા તેના આશયો સમજાવવા દ્રવ્ય, ક્ષેત્ર કાળ, અને ભાવને અનુસરી ધર્મના પ્રકરણો, ધર્મ ગ્રન્થો [illegible] તે કાળમા ધર્મમા અગ્રગણ્ય આચાર્ય, સ

વગેરે સમ્યગ્રીત્યા રચે છે, અને જૈનધર્મનો ફેલાવો કરે છે, અને તેમ કરવાની આવશ્યકતા સૂક્ષ્મદષ્ટિથી વિચારતા માલુમ પડે છે, આજ નિયમને અનુસરી ઉમાસ્વાતિવાચક, હરિભદ્રસૂરિ, ભદ્રબાહુસ્વામી, હેમચદ્રાચાર્ય, અભયદેવસૂરિ, મલયગિરિ, મલ્લવાદી, સિદ્ધસેનદિવાકર, યશોવિજયઉપાધ્યાય શ્રી આત્મારામજી મહારાજ વગેરેએ પ્રવૃત્તિ કરી અનેક ગ્રન્થો જુદી જુદી ભાષામા બનાવ્યા છે અને હાલ પણ જમાનાને અનુસરી સૂત્રોના અનુસારે જમાનાને અનુસરી જૈનધર્મના ફેલાવા માટે જુદી જુદી ભાષામા સમજનારાઓને માટે જુદી જુદી ભાષામા પણ યથાયોગ ગ્રન્થ રચવાની યથાશક્તિ પ્રવૃત્તિ વિદ્વાન્ સાધુઓ આદિ કરે છે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અને ભાવને અનુસરી તે તે કાળના ધર્મનેતાઓ આચાર્યો સૂત્રોને અનુસરી ગ્રન્થો રચવા, ઉપદેશ દેવો, સુધારો કરવો, વગેરે પ્રકારની પ્રવૃત્તિ કરી જૈનધર્મનો ઘણો ફેલાવો કરી શકે છે જમાનાને ઓળખવામા અને તે પ્રમાણે વર્તવામા ધર્મના નેતા આચાર્યો વગેરે ઉપેક્ષા કરે છે તો જૈનધર્મના પ્રકાશની મન્દતા થાય છે, જમાનાને અનુસરી દરેક ધર્મવાળાઓ સુધારો, વધારો, તથા ધર્મના ફેલાવા માટે અનેક ઉપાયો ગ્રન્થ રચના વગેરે કરે છે તો જૈનધર્મના આચાર્યો વગેરે જમાનાને અનુસરી જૈનધર્મના ફેલાવા માટે ગ્રન્થરચના, ઉપદેશ, આદિ અનેક ઉપાયો કરે તોજ જૈનધર્મનો પ્રકાશ વધતો જાય ગ્રથરચનાનો મૂળ આશય સૂત્રોને અનુસરી જૈનધર્મનો ફેલાવો કરવાનો તથા જૈનગ્રન્થસાહિત્ય વધારવાનો હોય છે

**પ્રશ્ન**—શ્રી મહાવીર તીર્થંકરે સમવસરણમા બેસી ચતુર્વિધ તીર્થની સ્થાપના કરી તે જાણ્યુ પણ દરેક તીર્થનુ શું શું કર્તવ્ય છે, તે સમજાવશો.

**ઉત્તર**—સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચતુર્વીધ તીર્થ કહેવાય છે

**સાધુઓનુ કર્તવ્યકાર્ય**—તેઓ જૈનતત્ત્વની શ્રદ્ધાપૂર્વક વ્યવહારે સમ્યક્ત્વને અગીકાર કરે છે પ્રથમ વ્રતમા હીંસાનો ત્યાગ,

દ્વિતીય વ્રતમા અસત્યનો ત્યાગ, તૃતીય વ્રતમા ચોરીનો ત્યાગ, ચતુર્થવ્રતમા બ્રહ્મચર્ય, પચમવ્રતમા બાહ્યધનાદિ પરિગ્રહનો ત્યાગ એ પચ મહાવ્રત અને છઠ્ઠા રાત્રિભોજન ત્યાગવ્રતને ઉત્સર્ગ અને અપવાદમાર્ગપૂર્વક આદરે છે દોષ રહિત આહાર ગ્રહણ કરે છે, આત્માઓને અનતસુખ પ્રાપ્ત કરાવવા ધર્મનો ઉપદેશ આપે છે ગામોગામ અને દેશોદેશ વિહાર કરે છે મમત્વનો ત્યાગ કરી આત્મભોગ આપી જૈનધર્મની ઉન્નતિ કરવા ક્ષેત્રકાળને અનુસરી ઉપદેશ આપે છે, સાધુઓના મડળો, સાધુઓની ઉન્નતિ માટે આચાર્ય, ઉપાધ્યાય વગેરેની સ્થાપના કરે છે અને તેમા શ્રાવક અને શ્રાવિકાઓની યોગ્ય સલાહ લેછે નવા નવા શ્રાવકો તથા શ્રાવિકાઓ બનાવે છે

ધર્મની ઉન્નતિ કરવા ષડ્દર્શનના તત્ત્વોનો તથા અનેક ભાષાઓનો અભ્યાસ કરે છે સૂત્રોનુ તથા ગ્રન્થોનુ અધ્યયન કરે છે ગીતાર્થ જ્ઞાનિયોની સલાહપૂર્વક ધર્મપ્રવૃત્તિ કરે છે ગુરૂની આજ્ઞામા રહે છે જમાનાને અનુસરી ધર્મના ગ્રન્થો રચીને જૈન ધર્મનો ફેલાવો કરે છે સાધુ મડલોની ( ગચ્છોની ) ભિન્નતાથી પરસ્પર કલેશ કરવો નહીં, દરેક જૈનોને ધર્માભ્યાસ કરાવવો, અને નિશ્ચયપૂર્વક સર્વ તત્ત્વોની પ્રરૂપણા કરવી, જ્ઞાન અને ક્રિયામા તત્પર રહેવુ, પ્રતિક્રમણ આદિ ક્રિયાઓ કરવી, અધ્યાત્મભાવથી રાગદ્વેષની નિવૃત્તિ કરવી, દેવગુરૂધર્મની આરાધના કરવી, અષ્ટાગયોગમા પ્રવૃત્તિ વધારવી વગેરે સાધુઓનુ કર્તવ્ય છે

સાધ્વીઓનુ કર્તવ્યકાર્ય —સાધ્વીના ગુણોની યોગ્યતા મેળવી સાધ્વી થવુ, જૈનધર્મતત્ત્વોનુ જ્ઞાન સપાદન કરવુ, અનેક ભાષાઓનો અભ્યાસ કરી દરેક ભાષામા ઉપદેશ આપવો, સ્ત્રીવર્ગની ઉન્નતિ માટે ઉત્તમ સદ્ગુણોનો બોધ આપવો, જૈનધર્મની ઉન્નતિ માટે આત્મભોગ આપવો, સમ્યક્ત્વપૂર્વક પચમહાવ્રત પાળવા, બે વખત આવશ્યક ક્રિયા કરવી, ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કરવો, ગામોગામ અને દેશોદેશ વિહાર કરવો, અસાવદ્ય આહાર લેવો, રાત્રીભો[illegible] છઠ્ઠુ વ્રત અગીકાર કરવુ, સ્ત્રીવર્ગનો જમાનો

ઓળખી સુધારો કરવો, મિથ્યાત્વ કુરિવાજોનો મૂલ બોધ આપીને ત્યાગ કરાવવો, ધર્મધ્યાન ધ્યાવવું, ગુરૂણીની આજ્ઞા માનવી, વ્યવહાર અને નિશ્ચયનયપૂર્વક ધર્મનું આરાધન કરવું, જૈનધર્મના ફેલાવા માટે અનેક ઉપાયો રચવા, ઉપરીની આજ્ઞા પાળવી વગેરે સાધ્વીઓનું કર્તવ્ય કાર્ય છે

વિરતિશ્રાવકાનુ કર્તવ્યકાર્ય—વ્યવહારનયપૂર્વક જૈનતત્ત્વોની શ્રદ્ધારૂપ વ્યવહાર સમ્યક્ત્વ અંગીકાર કરી બાર વ્રત પાળવા, ગુરૂ સમક્ષ વ્રત ઉચ્ચરવા, પ્રભુપ્રતિમાની પૂજાવંદના કરવી, જિનમંદિરોનું તથા દેવદ્રવ્યનુ રક્ષણ કરવું, બે વખત આવશ્યક ક્રિયા કરવી, સાધુઓ તથા સાધ્વીઓની ચાર પ્રકારના આહાર, વસ્ત્ર, પાત્ર વગેરેથી ભક્તિ કરવી, તેઓને વંદન કરવું, નવકારસી આદિ પચ્ચખાણ કરવું, સાધુ ગુરુની પાસે ધર્મતત્ત્વોનો બોધ લેવો, વિધિપૂર્વક સાધુગુરુની પાસે જૈનાગમોનુ શ્રવણ કરવું, સાત ક્ષેત્રમા ધન ખર્ચીને તેની પુષ્ટી કરવી, ધર્મનો ફેલાવો કરવા અનેક પ્રકારની પ્રભાવના કરવી, સાધર્મીબંધુઓને સહાય દેવી, ધર્માર્થે તથા વ્યવહારાર્થે અનેક પ્રકારની ભાષાઓનો અભ્યાસ કરવો, ચતુર્વિધ સંઘતીર્થની ઉન્નતિ માટે તન, મન, અને ધનથી અનેક ઉપાયો યોજવા, ગ્રહેલા વ્રતોનું પાલન કરવું, સાધર્મી જૈનોને ધર્મમા સ્થિર કરવા બનતું કરવું, જૈનપાઠશાલાઓ અને જૈન ગુરૂકુળ વગેરેમા પરિપૂર્ણ યથાશક્તિ મદદ કરવી, જૈનધર્મના ફેલાવા માટે અનેક ચતુર્વિધ સંઘોના મંડળો ભરાવવા, સાધુગુરૂઓને દેશોદેશ વિહાર વગેરેમા ઉપદેશ દેવા સગવડ કરવી, અધ્યાત્મયોગ જ્ઞાન મેળવવું, અનેક જુના તથા નવીન ગ્રન્થો છપાવવાની વ્યવસ્થા કરવી, સાધુ અને સાધ્વીઓની વૈયાવચ્ચ કરવી, સ્થાવર તીર્થોનુ રક્ષણ કરવું, જમાનાને અનુસરી જૈનધર્મની ઉન્નતિ માટે ધનનો વ્યય કરવો, શ્રાવકના ગુણોને પ્રગટાવવા પ્રયત્ન કરવો, ન્યાયથી ધન પેદા કરવું, બહાદુર બનવું, ઉદ્યમમા તત્પર રહેવું, અનેક પ્રકારની વિદ્યાકળા સંપાદન કરવી, ગમે તે દેશના અને ગમે તે જાતના મનુષ્યોને જૈનધર્મ પાળવામા સગ

ઘડતા કરી આપવી, નીતિ પાળવી, કુટુબનુ પોષણ કરવુ, પુત્રપુ-ત્રીઓ વગેરેને વ્યવહારીક તથા ધાર્મીક કેળવણી આપવી, લોકવિરૂદ્ધનો ત્યાગ કરવો, મિથ્યાત્વ રીવાજો તથા દુષ્ટ બાળલગ્નાદિ રીવાજોનો નાશ કરવો, પોતાના કુટુમ્બને જૈનધર્મમા દઢ કરવુ, અન્યોને સારી રીતે તત્વો સમજાવી દઢ જૈનધર્મી બનાવવા, દ્રવ્ય ક્ષેત્ર, કાળ, અને ભાવને અનુસરી ચાલવુ, અન્ય પ્રજા કરતા ઉન્નતિમા આગળ વધવુ, જૈનોની ઉન્નતિ કરવા આત્મભોગ આપવો, જૈનોને ભણવા આદિ કાર્યમા સહાય દેવી, તીર્થયાત્રા કરવી, જમાનાને ઓળખી નાતજમણુ વગેરેમા અલ્પ ધન ખર્ચવુ, ઉજમણા વગેરેની ખરી વ્યવસ્થા જમાનાને અનુસરીને કરવી, વગેરે વિરતિ શ્રાવકોનુ કર્તવ્ય છે

**विरतिश्राविकाओनु कर्तव्यकार्य**—વ્યવહારે દેવગુરૂધર્મની શ્રદ્ધાપૂર્વક સમ્યક્ત્વ અગીકાર કરી બાર વા બારમાથી પાળી શકાય તેટલા ગુરૂની પાસે વ્રતો ઉચ્ચરવા, સાધુઓ તથા સાધ્વીઓનુ ચાર પ્રકારના આહાર, તથા વસ્ત્ર, પાત્ર, વસતિદાન આદિથી વૈયાવચ્ચ (ભક્તિ) કરવુ, વ્યવહારિકજ્ઞાનની (કેળવણીની) ઉચ્ચપદવી મેળવવી, ધાર્મિક કેળવણીનો અભ્યાસ સારી રીતે સાધ્વીઓ આદિ પાસે કરવો, સાત ક્ષેત્રને પોષી તેનુ રક્ષણ તથા પુષ્ટિ કરવી, પોતાની પુત્રીઓને અનેક ભાષા તથા તત્ત્વોનો અભ્યાસ કરાવી તેઓની શારિરીક માનસિક શક્તિ ખીલવવી, બે વખત આવશ્યક ક્રિયા કરવી, નવકારશી આદી પ્રત્યાખ્યાન કરવા, દેવગુરૂ ધર્મની આરાધના કરવી, સ્ત્રીવર્ગઆદીની ધર્મોન્નતિમા ભાગ લેવો, સ્ત્રીવર્ગનો સુધારો કરવા બનતુ કાર્ય કરવુ, યથાશક્તિ જ્ઞાનદર્શન ચારિત્રની આરાધના કરવી, ગુરૂનુ ધર્મવ્યાખ્યાન સાભળવુ, સાત ક્ષેત્રમા જમાનાને અનુસરીને ધન ખર્ચીને તેની રક્ષા કરવી, ધર્મનો ફેલાવો કરવા અનેક પ્રકારની પ્રભાવના કરવી, સાધર્મી બધુઓને સહાય દેવી, ધર્માર્થે તથા વ્યવહારાર્થે અનેક પ્રકારની ભાષાઓ દ્વારા કેળવણી લેવી, ચતુર્વિધસઘતીર્થની ઉન્નતિ માટે તન [illegible] ધનથી અનેક ઉપાયો યોજવા, ગ્રહણ કરેલા

વ્રતોનુ પાલન કરવુ, સાધર્મી જૈનોને ધર્મમા સ્થિર રાખવા બનતુ કરવુ, જૈનધર્મનો ફેલાવો કરવા આત્મભોગ આપવો-પ્રાણાન્તે પણ જૈનધર્મનો ત્યાગ કરવો નહિ-દારૂ માંસ વગેરે વ્યસનનો ત્યાગ કરવો, દેશ કાળ, અને કુળને ઉચિત વસ્ત્ર પહેરવા, નકામા ખર્ચ ત્યાગ કરવા, જૈન પાઠશાલાઓ, જ્ઞાનભંડારો, અને જૈન ગુરૂકુળો વગેરેમા તન મન અને ધનથી મદદ કરવી, અને તેમા ભાગ લેવો, જૈનધર્મ ફેલાવવાના ઉપાયો યોજવા માટે ચતુર્વિધસંઘના અનેક મંડળો ભરાય તેમા સહાયપૂર્વક ભાગ લેવો, અધ્યાત્મ યોગનુ જ્ઞાન મેળવવુ, જૂના તથા નવીન ગ્રંથો લખાવવા તથા છપાવવા, તેમજ સ્થાવર તીર્થોનુ રક્ષણ કરવુ, આત્માર્થી સાધુ અને સાધ્વીઓની વૃદ્ધિમા મદદ કરવી, શ્રાવિકાના ગુણો પ્રકટાવવાના પ્રયત્નો કરવા, ન્યાયથી આજીવિકા માટે વ્યાપાર આદિમા પ્રવૃત્તિ કરવી, બહાદુર બની મંદતાલપણુ દૂર કરવુ, કર્મ પ્રમાણે સુખ દુખ ભોગવતા સમભાવ ધારણ કરવા પ્રયત્ન કરવો, ઘરના કાર્યો સર્વ જયણાપૂર્વક કરવા, આળસનો નાશ કરી ઉદ્યમમા તત્પર રહેવુ, અનેક પ્રકારની વિદ્યા કળા આદિનુ જ્ઞાન મેળવવુ, નીતિને હૃદયમા ધારણ કરવી, લોક વિરૂદ્ધનો ત્યાગ કરવો, મિથ્યાત્વ રિવાજો તથા દુષ્ટ બાળલગ્નાદિ રીવાજોનો નાશ કરવો, પોતાના કુટુંબને જૈનધર્મનો બોધ આપી શ્રદ્ધાળુ રાખવુ, જૈનોની ઉન્નતિમા આત્મભોગ આપવો, જૈનોને ભણાવવા વગેરે કાર્યોમા સહાય આપવી, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને વિચારી ચાલવુ, વિધવા થતા સાધ્વી થઈ મુક્તિની આરાધના વડે જૈનધર્મનો ફેલાવો તથા તીર્થયાત્રા, ગુરૂયાત્રા કરવી, ઉજમણા વગેરેનુ ખરૂ સ્વરૂપ સમજી ગીતાર્થ ગુરૂની સલાહ લેઈ કરવા, ઇત્યાદિ વિરતિશ્રાવિકાઓનુ કર્તવ્ય છે વિશેષ જૈનશાસ્ત્રોથી અગર ગુરૂ પાસેથી સમજવુ

**अविरतिसम्यग्दृष्टि श्रावको तथा श्राविकाओनु कर्तव्यकार्य-** જૈનધર્મનુ જ્ઞાન થયા છતા તથા વિરતિપણાની ઇચ્છા છતા શ્રેણિકરાજા તથા શ્રીકૃષ્ણની પેઠે વિરતિપણુ પ્રાપ્ત થતુ નથી, તેવા

શ્રદ્ધાળુ શ્રાવકો તથા શ્રાવિકાઓ વિરતિપણાના અભાવે અવિરતિ સમ્યગદષ્ટિ શ્રાવકો તથા શ્રાવિકાઓ કહેવાય છે તેઓ તીર્થંકર વગેરેની ભક્તિ સારી રીતે કરી શકે છે સાધુઓ અને સાધ્વીઓની તન, મન અને ધનથી વૈયાવચ્ચ ( ભક્તિ ) કરી શકે છે સાત ક્ષેત્રોની દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અને ભાવના અનુસારે તન મન ધનથી પુષ્ટિ કરે છે શ્રીવીતરાગ કથિત તત્ત્વોપર પૂર્ણ શ્રદ્ધા રાખે છે, દોષોને સેવતા છતા દોષોને દોષતરીકે સમજે છે અને ગુણોને ગુણતરીકે સમજવાની દૃષ્ટિ ધારે છે દેવ, ગુરૂ, અને ધર્મની ભક્તિ કરે છે સાધુ અને સાધ્વીઓને ઉપસર્ગ પડતા સહાય દેછે જમાનાને અનુસરી જૈનધર્મનો ફેલાવો કરવામા ચાપતા ઉપાયો આદરે છે શ્રાવકો અને શ્રાવિકાઓને સાધુ તથા સાધ્વીપદ ધારણ કરવામા તન, મન અને ધનથી મહાય દેછે ચતુર્વિધસઘની ઉન્નતિમાટે મળેલી શક્તિઓનો બરાબર ઉપયોગ કરે છે પોતાના કુટુબ તથા જ્ઞાતિને ધર્મની શ્રદ્ધા કરાવે છે, અને તેઓને જૈનધર્મી બનાવવા સગવડ કરી આપે છે જૈનધર્મની પ્રભાવના જે જે માર્ગોથી થાય તે તે માર્ગોને અવલબે છે સસારિક વસ્તુ કરતા દેવ, ગુરૂ, અને ધર્મમા અધિક રાગ ધારણ કરે છે જિનમન્દિર વગેરેની રક્ષા કરે છે જૈનધર્મના મડળોમા ભાગ લે છે સદ્દગુણોની સ્તુતિ કરે છે, અને દુર્ગુણોને નિદે છે કુસાધુઓને દેખી સુસાધુઓ ઉપરથી પ્રેમનો ત્યાગ કરતો નથી અવિરતિ કરતા વિરતિઓને ઉચ્ચ સમજે છે વ્યવહાર અને નિશ્ચયનયપૂર્વક નવ તત્ત્વોની જ્ઞાનપૂર્વક શ્રદ્ધા ધારણ કરે છે જિનપ્રતિમાની પૂજા ભક્તિ કરે છે વિરતિપણાની ભાવના કરે છે અધ્યાત્મજ્ઞાનનો બોધ લે છે સાત ક્ષેત્રોની પુષ્ટિ કરે છે જૈન ગુરૂકુળ આદિ જ્ઞાનોન્નતિના કાર્યમાં તન, મન, અને ધનની મદદ કરે છે જૈનધર્મની રક્ષાને માટે અનેક પ્રકારના ઘટતા ઉપાયો યોજે છે અન્ય પ્રજાઓ કરતા જૈન વર્ગને પ્રથમ પોતાનો માની તેને ધર્માર્થે યોગ્ય મદદ કરે છે જૈનધર્મના રક્ષણ માટે આત્મભોગ આપે છે જૈનતત્ત્વોનુ ગુરૂગમપૂર્વક સારી રીતે જ્ઞાન પ્રાપ્ત કરે છે સાધર્મી બધુઓને ધર્મ કરતા [illegible] નાશ કરે છે જૈનધર્મ અને જૈનોને મ્હારા

સમજે છે. સામાન્ય બાબતોમા ધર્મ સબધી કલેશ પરિહરે છે જમાનાને અનુસરી જૈનધર્મના ફેલાવા માટે યોજનાઓ શોધી કાઢી ગુરૂની સલાહ લેઇ અમલમા મૂકે છે અનેક દેશની ભાષાઓનો અભ્યાસ કરી આગળ વધે છે અને ન્યાયપૂર્વક વ્યાપારવૃત્તિ ચલાવે છે અન્યધર્મીઓનો સમાગમ થતા ધર્મથી ભ્રષ્ટ ન થતા ઉલટા તેઓને બોધ આપી જૈનો બનાવે છે એ વગેરે અવિરતિ સમ્યગ્દૃષ્ટિઓના કર્તવ્ય છે

આચાર્ય અને ઉપાધ્યાય આદિનું કર્તવ્ય કાર્ય—ષડ્દર્શનના તત્ત્વોની માન્યતાનો પૂર્ણપણે અભ્યાસ કરવો, આચાર્ય પદવી યોગ્ય ગુણોને ધારણ કરવા, સસ્કૃત, માગધી, પ્રાકૃત, ગુર્જર, મ-રાઠી, આદિ અનેક પ્રકારની ભાષાઓનુ જ્ઞાન મેળવવુ, અન્ય ધર્મો તથા જૈનધર્મના આચારોનો મુકાબલો કરી સત્યતા બતાવવી, દુનિયામા ચાલતા દરેક ધર્મોનો ફેલાવો તથા હાનિ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવને અનુસરી કેવી રીતે થઈ તેનો પૂર્ણ અભ્યાસ કરી અનુભવ લેવો, હઠયોગ અને મત્રયોગ, રાજયોગ વગેરે યોગતત્ત્વોનો પૂર્ણ અભ્યાસ કરવો, સૂરિમત્ર, વર્ધમાન વિદ્યા વગેરેનુ આ-રાધન કરી શક્તિયો મેળવવી જૂનો જમાનો અને નવા જમાનાના આચારો તથા વિચારોનો પૂર્ણ અભ્યાસ કરી અનુભવ જ્ઞાન મેળવવુ દરેક દેશના લોકોના રીત રીવાજ કેવા સયોગોમા બધાયા છે અને તે ધર્મને અનુસરીને બધાયા છે કે નહીં તેનો અનુભવ મેળવવો, સાધુઓ તથા સાધ્વીઓને અને શ્રાવક તથા શ્રાવિકાઓને ધર્મમાર્ગમા દૃઢ કરવાના ઉપાયોનુ જ્ઞાન મેળવવુ, જૈનધર્મની પ્રભાવનાના ઉપાયોનુ જ્ઞાન મેળવી તેને અમલમા મૂકવાનો અનુભવ મેળવવો, જ્ઞાનદર્શન અને ચારિત્ર વ્યવહાર અને નિશ્ચયથી આરાધવા તત્પર રહેવું, અન્ય ધર્મના આચાર્યોની ધર્મ સબધી ચળવળને સદાકાળ જાણતા રહેવુ, અન્ય ધર્મના આચાર્યો ધર્મ ફેલાવવા કયા કયા ઉપાયો રચે છે તેને પૂર્ણ રીતે જાણતા રહેવુ જમાનાને અનુસરી લોકોને બોધ આપવાની રૂઢિયોનુ જ્ઞાન મેળવવુ અન્ય લોકોને જૈનધર્મી બનાવવાના ઉપાયો

નુ સૂક્ષ્મદષ્ટિથી જ્ઞાન મેળવવુ, જૈનધર્મથી પરાઙ્મુખ થનારાઓને ધર્મના ઉપાયોથી ધર્મમા સ્થિર કરવા સાધુઓ તથા સાધ્વીઓને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અને ભાવને અનુસરી ઉપદેશ દેવાની શૈલી સમજાવવી અનેક રીત્યા ચતુર્વિધ સઘની ઉન્નતિ માટે અનેક પ્રકારના ઉપાયોના વિચારો કરવા, સાધુઓ તથા સાધ્વીઓને સૂત્ર સિદ્ધાન્તોનો અભ્યાસ કરાવવો, જૈનગુરૂકુળો, જૈનપાઠશાલાઓ સ્થપાવવા, યોગ્ય રીતે સાત ક્ષેત્રની પુષ્ટિનો ઉપદેશ દેવો વિદ્વાન્ સાધુઓ તથા સાધ્વીઓને યોગ્યતા પ્રમાણે યોગ્ય પદવીઓ આપવી. જૈનધર્મની ઉન્નતિ માટે પૂર્ણ ઉત્સાહથી ઉદ્યમ કરવો, જમાનાને અનુસરી સૂત્રોના રહસ્યો સમજાય તેવા ગ્રન્થો રચવા તથા રચાવવા સાધુઓ વગેરેને સૂત્ર સિદ્ધાન્તોના રહસ્યો સારી રીતે સમજાવવા સૂત્ર તથા અર્થનુ ઉપાધ્યાયે તથા આચાર્યે અનુક્રમે દાન દેવુ, અન્ય સાધુમડલોની ( અન્યગચ્છોની ) સાથે ઉદીરણા કરી કલેશ ન કરવો અન્ય સાધુ મડલો ( ગચ્છો ) ના આચાર આદિ માન્યતા સબધી ખડનમડનમા ન પડવુ સર્વ સાધુ મડલો સાથે પરસ્પર સપીને રહેવુ સાધુઓ તથા સાધ્વીઓ બ્રહ્મચર્યાદિનો સારી રીતે રક્ષણ કરે તેવો ઉપદેશ દેવો પચમહાવ્રત તથા પચાચારનુ પાલન કરવુ, સર્વ દેશોના લોકોમા જૈન તત્ત્વોનો પ્રચાર કરવો ચતુર્વિધ સઘ ભેગો કરી ધર્મની ઉન્નતિના હેતુઓ ઘડવા દરેક બાબતમા ગભીર મન રાખવુ, ત્યાગ, વૈરાગ્ય, ધ્યાન સમાધીમા રમણતા કરવી જૈન વિદ્વાનોને ઉત્તેજન આપવુ દરેક બાબતમા વિવેક દૃષ્ટિથી વિચાર કરવો, યથાશક્તિ ગામોગામ દેશોદેશ વિહાર કરવા જૈનધર્મના પ્રાચીન પુસ્તકોનો ઉદ્ધાર કરવા ઉપદેશ દેવો, જૈનતત્ત્વોનુ સારી રીતે સહેલાઈથી બાળજીવાને જ્ઞાન થાય એવા પુસ્તકો રચવા, જૈનધર્મનો ઉપદેશ દેતા થએલા સાધુઓ તથા સાધ્વીઓને સહાય કરવી, ગુણી પુરૂષોના ગુણો ગ્રહણ કરવા, પાચ સમિતિ તથા ત્રણ ગુપ્તિઓને ધારણ કરવી, [illegible] રીવાજો, તથા નકામા ખર્ચો તથા બાલ [illegible] જ્ઞાનેનો પ્રચાર થતો જે જે ઉપાયોથી અ-

ટકે તે તે ઉપાયો હાથમા લેવા તીર્થની ઉન્નતિ આદિમા લક્ષ્ય આપવુ પ્રભુ પ્રતિમાની શ્રદ્ધા કરાવવી સર્વ સાધુઓ તથા સાધ્વીઓને ચારિત્ર પાળવામા સહાય આપવી ઇત્યાદિ આચાર્ય ઉપાધ્યાય પ્રવર્તક આદિ પદવીધારકોના કર્તવ્યો છે વિશેષ માટે સિદ્ધાન્તોનુ શ્રવણ કરવુ તથા ગીતાર્થ ગુરૂઓને પૂછવુ

પ્રશ્ન—જૈનધર્મની શ્રદ્ધાવાળા તથા તેને પાળનારા જૈનો વિના અન્ય ધર્મવાળાઓ મિથ્યાત્વી ગણાય છે ત્યારે તેઓનુ ભલુ જૈનધર્મથી શી રીતે થઇ શકે ? તેમજ આખી દુનિયાને જૈનધર્મથી શો ફાયદો થઈ શકે ?

ઉત્તર—જૈનધર્મથી જૈનોનુ ભલુ થાય છે તેમજ અન્ય ધર્મવાળાઓને પણ જૈનધર્મના વિચારો ગ્રહણ કરવાથી ફાયદો થઇ શકે છે, જૈનધર્મ અમુક જ્ઞાતિ વા અમુક વર્ણનો ધર્મ નથી, આખી દુનિયાને માટે જૈનધર્મના બારણા ખૂલ્લા છે અપેક્ષાપૂર્વક તત્વોનુ સ્વરૂપ સમજી યથાશક્તિ સદ્ગુણોને લેવા અને દુર્ગુણોને ત્યજવા એ જૈનધર્મનો સાદ છે, તેનો હક્ક સવને છે જૈનધર્મમા વર્ણજાતિનો ભેદભાવ નથી, ગમે તે વર્ણ વા જાતિવાળા પુરૂષો અને સ્ત્રીઓ જૈનધર્મને પાળી શકે છે, જૈનધર્મથી સર્વ જીવોપર ભ્રાતૃભાવ ઉત્પન્ન થાય છે, ગમે તે દેશોના મનુષ્યોનુ તથા પશુ પંખીઓનુ પણ જૈનધર્મવડે ભલુ કરી શકાય છે દુર્વ્યસનોનો ત્યાગ થાય છે, જગત્મા સર્વત્ર શાન્તિ પ્રસરે છે જૈનધર્મથી મનુષ્યોના આત્માઓની શક્તિયો વધે છે જેઓ જૈનો નથી તેઓના ઉપર દયાભાવ મૈત્રીભાવ વગેરે રાખી શકાય છે જૈનધર્મથી મલીન વિચારોનો નાશ થાય છે, ગમે તે વર્ણ (જ્ઞાતિવાળા ) ગમે તે ધધો કરતા છતા પણ જો જૈનતત્વોને સમજી સત્ય દેવ ગુરૂની શ્રદ્ધા ધારણ કરે છે તો તે આત્માના સદ્ગુણોની ઉન્નતિના ક્રમમા જોડાય છે, સાત નયોની સાપેક્ષાવાળો કેવળજ્ઞાની મહાવીર કથિત જૈનધર્મ અમુક અમુક નયની અપેક્ષાએ આખી દુનિયાને આત્મિક સદ્ગુણોની ઉન્નતિમા સાધનભુત-ઉપયોગી થાય છે નયોની સાપેક્ષાવિના દરેક તત્વોનુ સ્વરૂપ સમજાતું નથી,

જે લોકો નયોની આપેક્ષાવિના પદાર્થોનુ એકાતનયે સ્વરૂપ માની વસ્તુનુ સમ્યક્ સ્વરૂપ જાણી શકતા નથી તેઓની વિપરીત દૃષ્ટિ હોવાથી તે મિથ્યાત્વદૃષ્ટિવાળા ગણાય છે તોપણ તેઓ સાત નયોની સાપેક્ષાપૂર્વક જો નવતત્ત્વોનુ સ્વરૂપ સમજી તેની શ્રદ્ધા ધારણ કરે છે તો તે સમ્યગ્દૃષ્ટિવાળા (જૈનો) થઈ શકે છે, સમ્યગ્જ્ઞાન, દર્શન અને ઉત્તમ ચારિત્ર આદિ ગુણોથી જૈન થવાય છે, પણ જાતિ વા કુળમા જન્મ લેવામાત્રથી કઈ જૈન થઈ શકાતુ નથી ઉત્તમ સદ્-ગુણો લેવા અને દુર્ગુણોને ત્યજવા ઇત્યાદિ સિદ્ધાતવાળો જૈનધર્મ આખી દુનિયાના મનુષ્યોની ઉન્નતિ કરી શકે એમા જરા માત્ર શકા નથી, આર્ય દેશોમા, અનાર્ય દેશોમા, જન્મેલા સર્વે મનુષ્યો સદ્-ગુણોથી જૈનધર્મ પાળી મુક્તિ મેળવી શકે છે એમ તીર્થંકરોની આજ્ઞા છે

પ્રશ્ન—જ્યારે જૈનધર્મ આવો ઉત્તમ ધર્મ છે ત્યારે જૈનો તરીકે કહેવાતા મનુષ્યોમા કેમ દુર્ગુણો દેખાય છે? અને તેઓ કેમ બરાબર પોતાની ઉન્નતિ કરી શકતા નથી, રાગદ્વેષ જીતે તે જિન અને રાગદ્વેષ જીતનારના અનુયાયી જૈનો કહેવાય છે ત્યારે તેમા કેમ ક્લેશ વગેરે દેખવામા આવે છે?

ઉત્તર—જૈનધર્મની ઉત્તમતાનુ પરિપૂર્ણ વર્ણન કરી શકાય તેમ નથી જૈનધર્મમા કહેલા સદ્ગુણોને જે જે અશે ધારણ કરી શકાય છે, તે તે અશે દુર્ગુણોનો નાશ થાય છે કર્મના આવરણોને જે જે અશે ખસેડવામા આવે છે તેતે અંશે આત્માના સદ્ગુણો, જ્ઞાન, દર્શન ચરિત્રાદિ પ્રગટે છે, જે જે અશે જૈનધર્મ પાળવામા આવે છે તે તે અશે દુર્ગુણોનો નાશ થાય છે, જૈનધર્મ પાળતા અશેઅશે દુર્ગુણોનો નાશ થાય છે,કઇ એકદમ દુર્ગુણોનો નાશ થઈ શકતો નથી જેઓએ જૈનતત્ત્વનુ સૂક્ષ્મ દૃષ્ટિથી જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તેઓએ જ્ઞાનપૂર્વક તેમજ શ્રદ્ધાપૂર્વક જૈનધર્મ સ્વીકાર્યો હોવાથી તેવા દુર્ગુણોને હઠાવી સદ્ગુણોની વૃદ્ધિ કરે છે જૈનતત્વજ્ઞાનપૂર્વક જેઓ જૈનો બન્યા છે તેઓનો આત્મા પ્રતિદિન ઉચ્ચ બનતો જાય છે- . . . વગેરેનો ત્યાગ આદિ સદ્ગુણો જૈનોમા વિશેષત

દેખાય છે કુળમા ઉત્પન્ન થવામાત્રથી જેઓ જૈનો કહેવાય છે, અને જ્ઞાન તથા શ્રદ્ધારહિત છે, તેઓમા કેટલેક અશે સદ્ગુણો કરતા દુર્ગુણો વિશેષ હોય એમ બની શકે, તો પણ તે દયા પાળવી, દારૂ માસાદિ અભક્ષ્ય પદાર્થોનો ત્યાગ કરવો વગેરે ગુણોને તો કુળમા જન્મમાત્રથી ધારણ કરે છે, તેવુ અન્ય ધર્મવાળા માસાહારી મનુષ્યોમા દેખાતું નથી, જેમ જેમ જ્ઞાનનો જમાનો વધતો જાય છે તેમ તેમ જૈનોમા સદ્ગુણો વધતા જાય છે જૈનોના સાધુઓ તથા સાધ્વીઓ સર્વ ધર્મના સાધુઓ કરતા ધર્મના આચાર વિચાર વગેરેમા વિશેષ સદ્ગુણોને ધારે છે, એમ નિશ્ચય છે અન્યધર્મવાળાઓ કરતા જૈનોમા સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ વિશેષ સદ્ગુણો દેખાય છે, તે પરિપૂર્ણ અનુભવીઓ જાણી શકે છે જૈનો યથાશક્તિ પોતાની ઉન્નતિ કરી શકે છે અને અન્ય ધર્મવાળાઓની પણ દયા આદિના બોધથી ઉન્નતિ કરવા પ્રયત્ન કરે છે સપૂર્ણ રાગ અને દ્વેષનો ક્ષય કરનાર જિનના અનુયાયી જૈનો તેમના પગલે ચાલી પ્રતિદિન સદ્ગુણો લેવા અને દુર્ગુણો હઠાવવા દેવ, ગુરૂ, અને ધર્મનુ જ્ઞાન અને ક્રિયાથી સસેવન કરે છે, એક ભવમા કઈ સર્વ સદ્ગુણો મળી શકતા નથી, પણ યથાશક્તિ સતત અભ્યાસ કરવાથી ભવાન્તરે સપૂર્ણ જ્ઞાનાદિ સદ્ગુણોને ખીલવી શકાય છે ખરા. એવા જૈનધર્મનુ આરાધન કરનારા જૈનો અનતસુખ પ્રાપ્ત કરી શકે છે જૈનધર્મની શ્રદ્ધા કર્યાવિના ગુણસ્થાનકોની શ્રેણિ પ્રાપ્ત થતી નથી જૈનપ્રજા સરકારના રાજ્યમા શાન્ત અને વફાદાર ગણાય છે, તેનુ કારણ જૈનધર્મની આરાધના છે જૈનોમા કેટલાક અશે ક્લેશ વગેરે દેખવામા આવે છે, પણ જૈનતત્ત્વજ્ઞાનનો ફેલાવો જેમ જેમ વધતો જશે તેમ તે । તેઓ જ્ઞાન અને શ્રદ્ધાથી ખરા જૈનો બનશે, અને તે ખરેખર જિનના ખરા અનુયાયીઓ તરીકે ગણાશે, અને તેમનામાથી નિન્દાદિ દુર્ગુણો ટળતા જશે જેટલા જેટલા જૈનોમા સદ્ગુણો વધે છે તેટલી તેટલી તે તે અશે જૈન ધર્મની આરાધના જાણવી દુર્ગુણો તો અનાદિકાળના છે, કઈ જૈન થવાથી તે નવા પ્રગટતા નથી, તેથી તેમા જૈનધર્મની મહત્તા ઘટતી નથી ઉલટુ

જૈનધર્મ આદર્યાથી દુર્ગુણો ક્ષીણ થતા જાય છે, અને સદ્‌ગુણો ખીલતા જાય છે, તેથી જૈનધર્મની મહત્તાનો વિશેષ ખ્યાલ દષ્ટિમા આવે છે, ખરા સર્વજ્ઞ કથિત તત્ત્વોથી જૈનધર્મની મહત્તા છે જલનુ સરોવર પૂર્ણ ભર્યું હોય છે તેમાથી પ્રાણિયો પોતાની શક્તિ પ્રમાણે જલપાન કરે છે, તેમ જૈનધર્મરૂપ અમૃત સમુદ્રમાથી પોતાની શક્તિ પ્રમાણે મનુષ્યો ધર્મામૃતને ગ્રહણ કરે છે, જે મનુષ્યો પૂર્ણ-ભાવથી જૈનધર્મનુ સેવન કરે છે તે મુક્તિપદ પામે છે તેજ જૈન ધર્મની મહત્તા છે

**પ્રશ્ન**—સાધુના પચમહાવ્રત કયા ?

**ઉત્તર**—અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, પરિગ્રહ અને છઠ્ઠું રાત્રીભોજન વિરમણવ્રત (અત્ર સક્ષેપથી વ્રતો ઉત્સર્ગ તથા અપવાદમાર્ગથી જાણવા.)

**પ્રશ્ન**—શ્રાવકના બારવ્રત કયા? તે નામમાત્રથી જણાવશો ?

**ઉત્તર**—૧ સ્થૂલપ્રાણાતિપાતવિરમણવ્રત—૨ સ્થૂલમૃષાવાદવિરમણવ્રત ૩ સ્થૂલસ્તેયવિરમણવ્રત ૪ સ્વદારાસતોષ, પરસ્ત્રીત્યાગ ૫ સ્થૂલપરિગ્રહ પરિમાણનિયમ ૬ દિગ્‌વિરમણવ્રત ૭ ભોગોપભોગ વિરમણવ્રત ૮ અનર્થદડવિરમણવ્રત ૯ સામાયિકવ્રત. ૧૦ દેશાવગાશિકવ્રત ૧૧ પૌષધોપવાસવ્રત ૧૨ અતિથિસવિભાગવ્રત—

**પ્રશ્ન**—ષડાવશ્યકનો સક્ષિપ્ત શબ્દાર્થ શો છે ?

**ઉત્તર**—૧ સામાયક–કોઇપણ પદાર્થઉપર રાગ વા દ્વેષ કર્યા વિના સમભાવ રાખવો ૨ ચતુર્વિંશતિસ્તવ–ચોવીશ તીર્થંકરોની સ્તુતિ કરવી ૩ વન્દન–ગુરૂને વિધિપૂર્વક વન્દન કરવુ ૪ પ્રતિક્રમણ–વ્રતોમા લાગેલા દોષોને આલોચી પુન નહિ કરવાની ભાવના ભાવવી ૫ પ્રત્યાખ્યાન–પ્રત્યાખ્યાન કરવુ–દીવસમા નમુક્કારસહિ ઉપવાસઆદિ રાત્રીસબધી દુવિહારાદિ ૬ કાયોત્સર્ગ–કાયાપર થતા મમત્વ ભાવનો ત્યાગ (વિશેષ સ્વરૂપ આવશ્યક સિદ્ધાન્તો તથા ગુરૂગમથી સમજવુ) દરેક વિરતિધર જૈનોને મુખ્યતાએ આ ષ આવશ્યક [illegible] પ્રાત કાલ અને સૂર્યાસ્ત-સધ્યાએ કરવાની

છે એ વખતના આ છ આવશ્યકો જ્ઞાનપૂર્વક કરવાથી સદ્ગુણોની વૃદ્ધિ થતી જાય છે

પ્રશ્ન—શ્રાવક એટલે શું ?

ઉત્તર—જે જૈનતત્ત્વોની શ્રદ્ધા ધારણ કરીને વિવેક અને ક્રિયાની સન્મુખ ગૃહવાસમા રહીને યથાશક્તિ કરે છે તેને શ્રાવક કહેછે અથવા જૈનતત્ત્વની શ્રદ્ધા ધારણ કરી અથવા તો શ્રદ્ધા અને મત એ બેને ધારણ કરીને ગુરૂના તત્ત્વઉપદેશને સાભળે છે, તેને શ્રાવક કહે છે

પ્રશ્ન—સાધુ એટલે શું ?

ઉત્તર—ગુરૂનીપાસે વ્યવહારનયથી સમ્યક્ત્વપૂર્વક પચમહાવ્રતને ઉચ્ચરીને અને રજોહરણ, મુખવસ્ત્રિકા આદિ ધર્મોપકરણને ધારી જિનાજ્ઞાપૂર્વક જ્ઞાન, દર્શન અને ચારિત્રને જે સાધેછે તેને સાધુ કહે છે

પ્રશ્ન—સાધુવર્ગ અને શ્રાવકવર્ગમા ગુરૂ કોણ અને ભક્ત ઉપાસક-સેવક કોણ ?

ઉત્તર—ગુરૂતરીકે સાધુવર્ગ જિનાજ્ઞાપૂર્વક ગણાય છે, અને શ્રાવકવર્ગ સેવક, ભક્ત, ઉપાસક, શ્રાદ્ધતરીકે ગણાય છે રજોહરણ મુખવસ્ત્રિકાદિ વેષવિના વ્યવહારે સાધુપણુ વા ગુરૂપણું ગણાતું નથી સૂત્રોમા શ્રાવકને શ્રમણોપાસક કહ્યા છે સાધુની ઉપાસના કરનાર શ્રાવક છે, સાધુ, શ્રમણ, મુનિ, સયત, ભિક્ષુ, માહણ, યતિ, સર્વવિરતિધર વગેરે સાધુઓના નામ જાણવા

પ્રશ્ન—ચાર પ્રકારનો સઘ (તીર્થ) કયા કારણોથી ભેગો થઈ શકે છે ?

ઉત્તર—જૈનશાસનની ઉન્નતિ આદિ માટે ચાર પ્રકારનો સઘ ભેગો થઇ શકે છે

પ્રશ્ન—ચાર પ્રકારના સઘમા મુખ્ય કોણ ગણાય,અને જ્યારે ચતુર્વિધ સઘ ભેગો થાય ત્યારે કોણ પ્રમુખ-મુખ્ય અધિપતિ તરીકે ગણાય ?

ઉત્તર—સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચાર પ્રકારના સમુદાયમા પ્રથમ નબરે સાધુવર્ગ મુખ્ય ગણાય છે, બીજા નબરે સાધ્વીવર્ગ, ત્રીજા નબરે શ્રાવકવર્ગ અને ચોથા નબરે શ્રાવિકાવર્ગ ગણાય છે, સાધુઓમા પણ સૂરિ (આચાર્ય) મુખ્ય ગણાય છે તેથી ઉતરતા દરજાના ઉપાધ્યાય આદિ પદવી ધરો જાણવા, જ્યારે ચાર પ્રકારના સઘનો સમુદાય ભેગો થાય છે, ત્યારે આચાર્ય (સૂરિભગવાન્) ને પાટ ઉપર વિરાજીત કરવામા આવે છે, ઉપાધ્યાય વગેરે પાસે બેસે છે, સાધુવર્ગ પાસે પાટ ઉપર બેસે છે, સાધ્વીવર્ગ એક બાજુ બેસે છે, શ્રાવક સઘ આચાર્યની સન્મુખ નીચે બેસેછે,તતપશ્ચાત્ શ્રાવકની પાસે નજીકમા એક તરફ શ્રાવિકા સઘ બેસે છે ચારે પ્રકારના સઘની પરસ્પર એક બીજાની સમ્મતિ લેઈ આચાર્યની સન્મુખ ધર્મવૃદ્ધિના ઉપાયો માટે ઠરાવ કરવામા આવે છે અન્ય પણ ચતુર્વિધ સઘ યોગ્ય ધાર્મિક કૃત્યોના નિર્ણયો પર શાસ્ત્રાધારે ચર્ચા ચલાવી ચતુર્વિધ સઘની સમ્મતિ લેઇ ધર્મ વૃદ્ધિના ઉપાયોના ઠરાવો કરવામા આવે છે ચતુર્વિધ સઘના સમુદાયને પરિષત્ સભા, મહાસભા જૈન શ્વેતામ્બર સઘ વગેરે નામોથી ઓળખવામા આવે છે, આચાર્યોના ઉપર કહેલા કાર્યો કરવાની શક્તિ જેનામા હોય, તેને સાધુઓ, સાધ્વીઓ, શ્રાવકો અને શ્રાવિકાઓ રૂપ ચતુર્વિધ સઘ મળી આચાર્ય પદવી,દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અને ભાવને અનુસરી શાસ્ત્રાધારે આપેછે શ્રાવક અને શ્રાવિકાઓ દ્વિવિધ સઘ પોતાના ગૃહસસારના આર્થિકકાર્યો તથા પોતાને યોગ્ય એવા વ્યાવહારિકધાર્મિક કાર્યોમાટે શ્રાવકસઘની પરિષત્(કોન્ફરન્સ) ભરે છે અને તેમા શ્રાવકવર્ગ યોગ્ય કેટલીક ધાર્મિક કૃત્યોની બાબતમા શાસ્ત્રાધારે સાધુવર્ગની સમ્મતિ લેઈ શકેછે આ પ્રમાણે ચતુર્વિધસઘ પોતાના ધર્મની ઉન્નતિ માટે પ્રાપ્ત થયેલી શક્તિયોનો ઉપયોગ કરી જૈનધર્મનો પ્રતિદિન ફેલાવો કરવા પ્રયત્ન કરેછે

પ્રશ્ન—સાધુ વર્ગની ઉન્નતિ કેવી રીતે થઈ શકે ?

[illegible] પ્રકારની ભાષાનુ જ્ઞાન લેઇ અનેક ધર્મવાળાઓના શાસ્ત્રો [illegible] અનુભવી તેમજ જૈનધર્મનો સારી રીતે

અભ્યાસ કરી સાધુ અને સાધ્વી થવાને યોગ્ય એવા સદ્‌ગુણો મેળવી શ્રાવકો અને શ્રાવિકાઓ જો સાધુ અને સાધ્વી તરીકે થાય તો તેઓ અલ્પકાળમા સાધુવર્ગની ઉન્નતિ કરી શકે છે જ્ઞાન, દર્શન ચારિત્રાદિ ગુણોની ખીલેલી શક્તિ પ્રમાણે સાધુવર્ગની ઉન્નતિનો તરતમયોગ શાસ્ત્રાનુસારે સમજવો

પ્રશ્ન—શ્રાવક અને શ્રાવિકા વર્ગની ઉન્નતિ કેવી રીતે થઇ શકે ?

ઉત્તર—જૈનશાસ્ત્રોનો સારી રીતે અભ્યાસ કર, જૈનધર્મની અત્યત શ્રદ્ધા ધારણ કરી શ્રાવકના સદ્‌ગુણોને મેળવે, પ્રમાણિકપણે ને ન્યાયથી વ્યાપાર આદિ કરવા વ્યાવહારિક વિદ્યાઓનુ જમાનાને અનુસરી જ્ઞાન કરે,કાયિક, વાચિક અને માનસિક શક્તિયોને ખીલવે, પરસ્પર એક બીજાને પોતાના બધુ, બેન સમજી સહાય કરે તો અલ્પકાળમા શ્રાવક વર્ગની ઉન્નતિ થઇ શકે, એમ જૈન શ્રાવક વર્ગ તરફથી કોન્ફરન્સ વગેરેમા પણ વારવાર કહેવામા આવે છે શારીરિક ઉન્નતિના શાસ્ત્રો કહે છે કે,—ગૃહસ્થે શારીરિક બળ વધે એવી નિયમ પ્રમાણે કસરત કરવી જે વર્ગ બાળલગ્નાદિ દુષ્ટ રીવાજને જલાજલિ આપે છે તે મનુષ્યવર્ગ શારીરિક બળના લીધે અન્ય શક્તિયોને પણ સત્વર ખીલવી અન્ય દેશો કરતા આગળ વધે છે, તેમજ અન્ય ઘણી શક્તિયો પ્રાપ્ત કરે છે, એમ શારીરિક બળવર્ધક અનુભવીઓ તથા વૈદ્યક શાસ્ત્રો પણ જણાવે છે ગૃહસ્થાવાસ યોગ્ય એવુ બ્રહ્મચર્ય ધારણ કરી જે કામની વાસનાઓને જીતેછે, તે વર્ગ પણ સર્વ વર્ગોમા આગળ વધેછે, એમાટે ઇગ્લાડ, જર્મની, અમેરિકા, ફ્રાન્સ, જાપાન વગેરે દેશના મનુષ્યોના દાખલા મોજુદ છે શ્રીમહાવીર સ્વામીના પિતા શ્રીસિદ્ધાર્થ રાજા દરરોજ કસરત ઘણા પ્રકારની કરતા હતા, અને પ્રભુપ્રતિમાની પૂજા કરતા હતા, કલ્પસૂત્રમા તેઓ શ્રાવક તરીકે જે જે કાર્ય કરતા હતા તે જણાવ્યુ છે શ્રાવકવર્ગ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર વર્ગનુ સેવન કરે છે, વ્યવહાર અને નિશ્ચયનયથી શ્રાવક ધર્મનુ યોગ્યતા પ્રમાણે આરાધન કરે છે જૈન ગુરૂકુલો, જૈન

બોર્ડીંગો, વગેરે સ્થાપી પુત્રો તથા પુત્રીઓને ધાર્મિક તથા વ્યાવહારિક કેળવણીમા સહાય આપવાથી ગૃહસ્થ જૈનવર્ગની ઉન્નતિ થઇ શકે છે જિનમન્દિર વગેરેથી જૈનધર્મની સમ્યક ઉન્નતિ થાય છે અન્ય ધર્મવાળા આર્યસમાજી, ખ્રિસ્તી વગેરે પોતાની ઉન્નતિના ઉપાયોમા આત્મભોગ આપી ચાહોમ પ્રવૃત્તિ કરે છે, અસલની પેઠે જૈનો પણ હવે ચાહોમ કરી સંપ વધારી સ્વાર્થબુદ્ધિ ત્યાગી પ્રવૃત્તિ કરે તો જૈનવર્ગની ઉન્નતિ કરી શકે એમા શુ આશ્ચર્ય ! અન્ય કોમોના ઘણા મનુષ્યો ગુરૂકુળો વગેરેમા પેટપૂરતો જ પગાર લેઇ, હજારો રૂપૈયા પગારના માસિક મળતા હોય તેનો ત્યાગ કરી પોતાની કોમના ઉદયમાટે આત્મભોગ આપે છે, તેવા પરમાર્થી મનુષ્યોના ઘણા દાખલા પ્રત્યક્ષ જોવામા આવે છે જૈનકોમમા હજુ એવા ચાહોમ કરી આત્મભોગ આપી ધર્મના કાર્ય કરનારા ગૃહસ્થ જૈનો ગુરૂકુળો વગેરેને ચલાવનાર જોવામા આવતા નથી આશા છે કે શાસન દેવોની સહાયથી એવા ગૃહસ્થ જૈનો તૈયાર થશે

પ્રશ્ન—જૈનધર્મના ફેલાવામાટે તેમજ આત્માના સદ્ગુણોની ઉન્નતિ માટે સર્વથા સ્વાર્થનો ત્યાગ કરી આત્મભોગ આપનારો વર્ગ શુ દેખવામા આવે છે ?

ઉત્તર—હા, એવો વર્ગ દેખવામા આવે છે, અને તે સાધુઓ તથા સાધ્વીઓનો સમુદાય છે જૈનધર્મનો ઉપદેશ આપી લાખો મનુષ્યોને તે ધર્મમા દૃઢ કરે છે કંચન અને કામિની વગેરે ગૃહ સંસારના વ્યાપારોનો ત્યાગ કરી તે વર્ગ જ્ઞાન, દર્શન, અને ચારિત્રવડે પરમાત્મપદ મેળવવાનો ઉદ્યમ કરે છે, જૈનધર્મના તત્ત્વોનો ઉપદેશ આપી અનેક પાપી જીવોના પાપ ધોઈ નાખી તેઓને પવિત્ર બનાવે છે, જૈનધર્મની ઉન્નતિમાટે તે વર્ગે આત્મભોગ આપ્યો છે પૂર્વકાળમા ઘણા રાજાઓને પ્રતિબોધીને જૈનો બનાવ્યાના દાખલા સંપ્રતિ, કુમારપાળ, વગેરે, મોજુદ છે, યોગસમાધિના સૂરિમંત્ર વગેરેથી અનેક ચમત્કારો બતાવી સાધુઓએ જૈનધર્મનો પ્રચાર કર્યો હતો સાધુઓ તથા સાધ્વીઓ પોતાનાથી

બનતુ કરે છે, આશા છે કે હાલના સાધુઓ તથા સાધ્વીઓ પોતાના પૂર્વાચાર્યોના પગલે ચાલી, અપ્રમાદી રહી, આત્મિક શક્તિયો પ્રાપ્ત કરી જૈનધર્મોન્નતિ કરવા તઇયાર થશે. અધ્યાત્મયોગ, ક્રિયાયોગ, વગેરેમા, ઉંડા ઉતરવુ જોઇએ સકુચિત દૃષ્ટિનો ત્યાગ કરી જૈનોનુ ભલુ કરવા વિશાલ દૃષ્ટિ ધારણ કરવી જોઇએ સ્ત્રીવર્ગની ધાર્મિક જ્ઞાનશક્તિ ખીલવવા માટે સાધ્વીઓએ કટિબદ્ધ થવુ જોઇએ સાધુઓનુ એક મોટુ ગુરૂકુળ સાનુકૂળતાવાળા ક્ષેત્રમા સ્થપાયું હોય, ત્યા અમુક પ્રમાણિક વિશાળ દૃષ્ટિવાળા વિદ્વાન સાધુઓને હાથે ગમે તે ગચ્છના સાધુઓને ગચ્છના ભેદાવિનાની ધાર્મિક કેળવણી આપવામા આવે અને ત્યા નવીન સાધુ શિષ્યો જે જે અભ્યાસી હોય તે અમુક વર્ષ સુધી અમુક યોગ્યતા પ્રાપ્ત થાય ત્યાસુધી રહી અભ્યાસ કરે, એમ સાધુ ગુરુકુળ અને સાધ્વી ગુરુકુળ દ્વારા ધાર્મિક જ્ઞાનની કેળવણીનો અભ્યાસ વધવાથી સાધુઓ અને સાધ્વીઓમા ઉપદેશ દેવાના નવીન જુસ્સાનુ સજીવન બળ પ્રાપ્ત થાય અને તેથી જૈનધર્મનો દેશોદેશ ફેલાવો થઇ શકે ગમે તે રૂપાતરે પણ આવુ ઉત્તમ કાર્ય કરવું જોઇએ જૈન સાધુઓ એક વખત ઉન્નતિના શિખરપર હતા તે પરથી પ્રાય અજ્ઞાન, ક્લેશ વગેરેથી પડતા પડતા ઘણા નીચે આવ્યા છે, હવે જો પાછા ચઢવાના ઉપાયો લેઇએ તો દેશકાળ યો ય ઉન્નતિક્રમના શિખરને પ્રાપ્ત કરી શકીએ. ઉદ્યમથી સર્વ કાર્યોની સિદ્ધિ થાય છે, ઉદ્યમથી દુર્લભમા દુર્લભ મુક્તિપદ મેળવી શકાય છે, તો તેનાથી લઘુ એવા અન્ય ધર્મકાર્યોની કેમ સિદ્ધિ નહી શકાય નહીં ? અલબત કરી શકાય સાધુઓએ જમાનાને અનુસરી જિનાગમોના અનુસારે બોધ આપવો જોઇએ, શ્રાવક વગેરેએ સાધુ વગના ઉપદેશ પ્રમણે યથાશક્તિ કાય કરવું જોઇએ. એ રીતે સાધુવર્ગની ઉન્નતિના દ્ર ય, ક્ષેત્ર, કાળ અને ભાવના અનુસારે ઉપાયો હાથમા લેવાય તો સત્વર ઉન્નતિ થઇ શકે

પ્રશ્ન—એવુ સાભળવામા આવ્યુ છે કે—જે જૈનો અધ્યાત્મી બની જાય છે તે ધર્મની ઉન્નતિના ઉપયોગમા ભાગ લેતા નથી

તેઓ ધર્મની વૃદ્ધિના ઉપાયોમા ઉદાસ તથા નિર્બળ દેખાય છે, અને ધર્મના આચારોમા પણ શિથિલપણું ધરાવે છે શુ એ વાત ખરી છે ?

ઉત્તર—નયોની અપેક્ષાપૂર્વક સત્ય અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરનારાઓને માટે તેવુ દેખવામા આવતું નથી, તેમજ તેવા પ્રકારના ખરા અધ્યાત્મજ્ઞાનિયો હોઈ શકે જ નહીં ખરા અધ્યાત્મજ્ઞાનિયો હૃદયમા નિશ્ચયદૃષ્ટિ ધારણ કરી વ્યવહારથી ધર્મના કાર્યો કરે છે, ઉપદેશરૂપ ધર્મની ક્રિયાઓ કરે છે, પ્રભુપૂજા, ગુરૂવન્દન, ષડાવશ્યક કૃત્ય વગેરેમા યથાશક્તિ ઉદ્યમ કરે છે, આત્માનુ સ્વરૂપ જાણી અન્યોને પણ જૈનધર્મી બનાવે છે, અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરી આત્માની શક્તિઓ જે જે ઉપાયોથી ખીલે તેવા યોગના ઉપાયરૂપ આચારોને ભક્તિ-પ્રીતિપૂર્વક સેવે છે, સર્વ ધર્મકાર્યમા ઉત્સાહથી વિવેકપૂર્વક ભાગ લે છે એકાતે શુષ્ક અધ્યાત્મને ધારણ કરવુ નહીં, અધ્યાત્મજ્ઞાનની સાથે પોતાનાથી બની શકે તે તે ધર્મક્રિયાઓને સાધુશ્રાવકના અધિકાર પ્રમાણે કરવી જોઇએ એકાન્તવાદ ગ્રહણ કરવો યોગ્ય નથી

પ્રશ્ન—એવુ સાભળવામા આવ્યું છે કે, જે જૈનો ક્રિયાવાદી બની જાય છે તે એકાન્તે ક્રિયાને માને છે, અને સમજ્યા વિના પણ ગાડરીયા પ્રવાહની પેઠે જ્ઞાનશૂન્યપણાએ ક્રિયાઓ કરે છે, અનેક ગચ્છની ક્રિયાઓના ભેદે લડે છે, ગચ્છના ભેદે ધર્મની જુદી જુદી ક્રિયા કરનારાઓ પરસ્પર એક બીજાથી વિરૂદ્ધ પડીને અન્યને ઉત્સૂત્રવાદી વગેરે કહે છે, અને સકુચિત દૃષ્ટિ ધારણ કરે છે, સામાન્ય ક્રિયાના ભેદને લીધે તકરારો કરે છે, જ્ઞાનવંતોની નિંદા કરે છે, ઇત્યાદિ વાત શુ ખરી છે ?

ઉત્તર—નયોની અપેક્ષાપૂર્વક તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરી ધર્મની ક્રિયા કરનારાઓમા પ્રાય તેવુ દેખવામા આવતું નથી, તેમજ ખરા જ્ઞાની જૈનો તેવા પ્રકારના હોઇ શકે નહીં, જ્ઞાની જૈનો નિશ્ચયદૃષ્ટિ હૃદયમા ધારણ કરી, જ્ઞાનપૂર્વક દરેક ક્રિયાઓને ભક્તિ અને [illegible] છે, દરેક ક્રિયાઓના રહસ્યોને જ્ઞાનથી મ-

છે અને કરે છે पहेलुं ज्ञान ने पछी क्रिया-પહેલુ જ્ઞાન પશ્ચાત્ ક્રિયા એ ન્યાયને અનુસરે છે, ગીતાર્થ જ્ઞાનિ પુરૂષોની આ જ્ઞાપૂર્વક ધર્મક્રિયાઓને કરે છે જ્ઞાનપૂર્વક ક્રિયા કરનારા જૈનો અન્યોને પણ બોધ આપી જૈન બનાવે છે, અધ્યાત્મજ્ઞાનને પ્રાપ્ત કરી ધર્મની ક્રિયાના યોગને પ્રીતિપૂર્વક આદરે છે, અધ્યાત્મજ્ઞાન અને યોગજ્ઞાનની વૃદ્ધિના કાર્યોમા ઉત્સાહથી વિવેકપૂર્વક ભાગ લે છે, એકાતે ક્રિયા કરતા નથી રહસ્ય જ્ઞાનશુન્ય ક્રિયાજડવાદીઓ બનતા નથી, એકાન્તે જૈનો ક્રિયાજડ઼ા બનતા નથી, ક્રિયાની સાથે બની શકે તે પ્રમાણે અધ્યાત્મજ્ઞાન આદિ તત્વજ્ઞાનનો અભ્યાસ કરવા ચૂકતા નથી, તેમજ જ્ઞાનિ પુરૂષોની નિન્દા કરતા નથી, ગચ્છની ભિન્ન ભિન્ન ક્રિયાના ભેદને લીધે પરસ્પર કલેશની ઉદીરણા કરી લડતા નથી, અને પરસ્પર એક બીજાને નિન્હવ આદિ બોલી કોઇની લાગણી દુ:ખવતા નથી,તેઓનેજ જ્ઞાનપૂર્વક ક્રિયા કરનારા જૈનો જાણવા જ્ઞાનપૂર્વક ધર્મની ક્રિયા કરનારાઓ, ક્રિયાઓના રહસ્યોને સમજી વિશાલદૃષ્ટિ ધારણ કરે છે સાત નયોની અપેક્ષા સમજનારા જૈનો એકાન્ત વ્યવહાર વા એકાન્ત નિશ્ચયનયનો કદાગ્રહ કરતા નથી, કારણકે તેઓ એકાન્તવાદને સારી રીતે જાણી લઇ જ્ઞાન અને ક્રિયા એ બેથી મોક્ષ માને છે

પ્રશ્ન—અનેકાન્તવાદ એટલે શું ?

ઉત્તર—દરેક વસ્તુઓમા (દ્રવ્યોમા) અનન્તા ધર્મ રહ્યા છે, તેથી તે ભિન્ન ભિન્ન ધર્મોને નયોની અપેક્ષાપૂર્વક પ્રતિપાદન કરવામા આવે છે અમુક નયની અપેક્ષાએ અમુક દ્રવ્યમા અમુક ધર્મ છે, અને અમુક નયની અપેક્ષાએ તે ધર્મ નથી, એમ એકાન્ત ( હઠ, અપેક્ષા શુન્યવાદ ) પણ ત્યાગ કરીને જે વાદ, વસ્તુઓના અનેક ધર્મોને ભિન્ન ભિન્ન નયોની અપેક્ષાએ કહે છે,તેને અનેકાન્તવાદ અથવા સ્યાદ્વાદ દર્શન કહે છે, અથવા તેને જૈનદર્શન કહે છે દૃષ્ટાન્ત—જેમ અમુક પુરૂષ, પિતાની અપેક્ષાએ પુત્ર છે અને પુત્રની અપેક્ષાએ તે બાપ છે, દાદાની અપેક્ષાએ પૌત્ર કહેવાય છે, એમ એક પુરૂષમા ભિન્ન ભિન્ન અપેક્ષાએ પુત્રત્વ,

પિતૃત્વ અને પૌત્રત્વ આદિ અનેક ધર્મ રહે છે, તેને પ્રતિપાદન કરનાર વાદને અનેકાન્તવાદ કહે છે અને તે પ્રમાણે ભિન્ન ભિન્ન અપેક્ષાએ ભિન્ન ભિન્ન ધર્મ, એક વસ્તુમા ન સ્વીકારે અને પિતાને પિતાજ કહેવાય, પણ તેના બાપની અપેક્ષાએ પુત્ર કહેવાય નહીં, એમ એકાત હઠવાદને અપેક્ષા વિના માને તે એકાન્તવાદી ગણાય છે, એમ સહેલાઇથી સમજી શકાશે આત્મા આદિ દરેક દ્રવ્યોમા રહેલા અનત ધર્મોને ભિન્ન ભિન્ન નયોની અપેક્ષાએ સ્વીકારે છે તેથી જૈનો અનેકાન્તવાદી, સ્યાદ્વાદવાદી, સમ્યગ્દષ્ટિમત ગણાય છે

પ્રશ્ન—અન્ય નયોની અપેક્ષા માન્યા વિના એકાન્ત એક નયને માની કયા કયા દર્શનો પ્રગટયા છે કે જેઓ પરસ્પર કલેશ કરે છે, અને જૈનો અનેક નયોની અપેક્ષાએ વસ્તુના ધર્મો માની કયા કયા દર્શનોના ઝઘડાનુ સમાધાન કરી શાન્તિનુ સામ્રાજ્ય પ્રવર્તાવે છે ?

ઉત્તર—વેદાન્ત, ચાર્વાક, સાખ્ય, બૌદ્ધ, વગેરે દર્શનો સગ્રહ, વ્યવહાર, ૠજુસૂત્ર વગેરે નયોપૈકી અનુક્રમે એકેક નય માની અન્ય નયોની અપેક્ષાનો ત્યાગ કરી ઉત્પન્ન થએલ છે, તેથી તે એકેક નયનો પક્ષ અગીકાર કરી અન્ય નયની અપેક્ષાના વાદનુ ખડન કરી પરસ્પર કલેશ કરે છે, જૈનો તો નૈગમ, સગ્રહ, વ્યવહાર, ૠજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ અને એવભૂત એ સાત નયોની અપેક્ષાએ પરસ્પર એક બીજા નયની અપેક્ષાના ધર્મનુ ખડન ન થાય તેવી રીતે સાતનયકથિત પદાર્થોના સ્વરૂપને માને છે, તેથી જૈનોને એકાન્તવાદનો આગ્રહ રહેતો નથી, અને તે ભિન્ન ભિન્ન નયોથી ઉત્પન્ન થએલા દર્શનોની માન્યતાને અપેક્ષાએ અનેકાન્તવાદમા સ્વીકારી શકે છે કારણકે તે અનેક નયોની દૃષ્ટિથી વસ્તુનો ધર્મ દેખી માને છે, તેથી વિશાલદૃષ્ટિપણાને લીધે સ્યાદ્વાદ દર્શનોની માન્યતા આવી જાય છે, તેથી જૈન ધર્મની ઉત્તમતા સિદ્ધ થાય છે

પ્રશ્ન—નય એટલે શું અને નયો કેટલા છે ?

[illegible] માં અનતા ધર્મ રહ્યા છે, તેને ભિન્ન ભિન્ન

સ્વરૂપ સમજવુ

પ્રશ્ન—જગતમા મુખ્ય દ્રવ્યો કેટલા છે? અને દ્રવ્યનુ લક્ષણ શું છે?

ઉત્તર—દુનિયાના દરેક પદાર્થોનો સમાવેશ ષડ્દ્રવ્યમા થવાથી મુખ્ય ષડ્દ્રવ્યો છે, ષડ્દ્રવ્યના બહાર કોઇ પદાર્થ નથી. ષડ્દ્રવ્યોમા ફક્ત કાલદ્રવ્ય ઔપચારિક છે પહેલુ ધર્માસ્તિકાય અરૂપી દ્રવ્ય છે, અને તે આકાશમા વ્યાપી રહ્યુ છે, તેના અસખ્યાત પ્રદેશ છે જીવ તથા પુદ્ગલ દ્રવ્યને ગમન કરવામા નિમિત્ત કારણપણે સહાયકારી છે એજ તેનું લક્ષણ છે બીજુ અધર્માસ્તિકાય દ્રવ્ય છે,અને તે અરૂપી છે, તેના અસખ્યાત પ્રદેશ છે, તે લોકાકાશમા વ્યાપીને રહ્યુ છે તે જીવ દ્રવ્ય તથા પુદ્ગલ દ્રવ્યને સ્થિર કરવામા નિમિત્ત કારણપણે પરિણમે છે એજ તેનુ લક્ષણ છે દરેક દ્રવ્યને રહેવા અવકાશ આપવો એ આકાશદ્રવ્યનુ લક્ષણ છે તેના અનન્ત પ્રદેશ છે આકાશના બે ભેદ છે ૧ લોકાકાશ ૨ અલોકાકાશ. ધર્માસ્તિકાયાદિ જે આકાશદ્રવ્યને અવગાહે છે તે લોકાકાશદ્રવ્ય કહેવાય છે, અને ધર્માસ્તિકાયાદિ જેમા નથી ફક્ત ચારે તરફ આકાશ છે કે જેનો અત નથી તેને અલોકાકાશ કહે છે આકાશ દ્રવ્ય અરૂપી છે જે મળે છે અને વિખરે છે એવા રૂપી દ્રવ્યને પુદ્ગલદ્રવ્ય કહે છે પરમાણુ પુદ્ગલદ્રવ્ય છે, પરમાણુઓ અનન્ત છે પરમાણુ પુદ્ગલદ્રવ્યના પર્યાયો અનન્ત છે ઔદારિક, વૈક્રિય, આહારક તૈજસ, ભાષા, શ્વાસોચ્છ્વાસ, મન અને કાર્મણ, એ આઠ પ્રકારની વર્ગણા પણ પુદ્ગલની બનેલી છે કર્મ પણ પુદ્ગલદ્રવ્યના પર્યાયો કે જે આત્માને પ્રકૃતિરૂપે લાગેલા છે, તે મૂર્ત છે પરમાણુના સમૂહોથી ( સ્કન્ધોથી ) બનેલા અદૃશ્ય વા દૃશ્ય, ઘટ, પટ આદિ સર્વ પર્યાયો પુદ્ગલદ્રવ્ય છે વર્ણ, ગધ, રસ અને સ્પર્શ જેનામા હોય તેને રૂપી કહે છે પરમાણુ પુદ્ગલ દ્રવ્યમા વર્ણ, ગધ, રસ અને સ્પર્શ હોવાથી તે પુદ્ગલ દ્રવ્ય રૂપી કહેવાય છે, બાકીના દ્રવ્ય અરૂપી કહેવાય છે લોકાકાશમા પુદ્ગલદ્રવ્ય રહ્યુ છે જેમા જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, અને

આનન્દ આદિ ગુણો રહ્યા છે તે 'जीवद्रव्य' કહેવાય છે જીવદ્રવ્ય અનન્ત છે જીવના બે ભેદ છે એક સસારી, અને બીજા સિદ્ધ

કર્મસહિત જીવને સસારી જીવ કહે છે, કારણ કે તે સસારમા ગતિ કરે છે

કર્મરહિત જીવને સિદ્ધ જીવ કહે છે, કારણ તેણે આઠ કર્મનો સપૂર્ણ નાશ કર્યો છે સસારી જીવના બે ભેદ છે ત્રસ અને થાવર

જે જીવો સુખ દુ ખના કારણે એક ઠેકાણેથી અન્યત્ર ગમન કરી શકે છે તેને ત્રસ જીવ કહે છે દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય, અને પચેન્દ્રિય જીવો ત્રસ કહેવાય છે સ્થિરનામ કર્મવાળા જીવને સ્થાવર જીવ કહે છે પૃથ્વીકાય, અપ્કાય, તેજસ્કાય, વાયુકાય અને વનસ્પતિકાય એ સ્થાવર જીવો જાણવા, એ પાચ સ્થાવરોને એક સ્પર્શેન્દ્રિય હોય છે. સ્પર્શ અને જિવ્હા એ બે ઇન્દ્રિયોને ધારણ કરનારા શ ખ, કોડા, ગ ડોલા, જળો, અલસીઆ વગેરે દ્વીન્દ્રિય જીવો જાણવા સ્પર્શ, જિવ્હા ઘ્રાણેન્દ્રિય ( નાક ) એ ત્રણ ઇન્દ્રિયોને ધારણ કરનાર કીડી, મ કોડી, ઘીમેલ વગેરે જીવોને ત્રીન્દ્રિય જીવો કહે છે સ્પર્શ, જીવ્હા, ઘ્રાણેન્દ્રિય, ચક્ષુરિન્દ્રિય એ ચાર ઇન્દ્રિયોને ધારણ કરનાર વૃશ્ચિક, બગાઇ, ભમરા, ભમરીઓ, માખી, ડાસ, તીડ, અને ખડમાકડી વગેરે ચતુરિન્દ્રિય જીવો કહેવાય છે

સ્પર્શેન્દ્રિય, રસેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય ચક્ષુરિન્દ્રિય, અને શ્રોત્રેન્દ્રિય એ પાચ ઇન્દ્રિયોને ધારણ કરનાર જીવને પઞ્ચેન્દ્રિય કહે છે

પઞ્ચેન્દ્રિય જીવોના દેવતા, મનુષ્ય, તિર્યંચ અને નારકી એ ચાર ભેદ છે ભુવનપતિ, વ્યતર, જ્યોતિષ અને વૈમાનિક એમ દેવતા ચાર પ્રકારના છે ગર્ભજ અને સમુચ્છિમ એમ મનુષ્ય બે પ્રકારના છે, ગર્ભજ મનુષ્યો કેવલજ્ઞાન, મુક્તિ વગેરે પામી શકે છે સમૂર્છિમ મનુષ્યો, મળ, મૂત્ર, વીર્યાદિ ચૌદ સ્થાનકમા ઉપન્ન થાય છે, તેઓનુ અતર્મુહૂર્ત આયુષ્ય હોય છે, તેમજ તેઓને મન હોતું નથી જલચર, થલચર, ખેચર, ઉરપરિસર્પ અને ભુજપરિ

વગેરે તિર્યંચ પઞ્ચેન્દ્રિય જીવો જાણવા ગર્ભમાથી ઉત્પન્ન થનારને ગર્ભજ તિર્યંચ પઞ્ચેન્દ્રિય કહે છે, અને ગર્ભ વિના પણ ઉત્પન્ન થનારને સમુચ્છિર્મ તિર્યંચ પઞ્ચેન્દ્રિય કહે છે નરકના જીવો સાત નરકોમા રહેછે સસારી જીવોના ચૌદ ભેદ તેમજ વળી પાચસોત્રેસઠ ભેદ થાય છે તે તત્ત્વવિચાર, જીવવિચાર, લોકપ્રકાશ, તત્ત્વાર્થસૂત્ર અને જીવાભિગમસૂત્ર વગેરેથી તેનુ વિશેષ સ્વરૂપ જાણવુ અનતા જીવો છે, અને તે ચૌદ રાજલોકમા વ્યાપીને રહ્યા છે, કર્મસહિત તે રૂપી છે, અને કર્મ રહિત અરૂપી થાય છે વ્યવહારથી રૂપી ગણાય છે, અને નિશ્ચયનયથી અરૂપી કહેવાય છે

काल ઉપચારથી દ્રવ્ય ગણાય છે, વર્તમાન ભૂત અને ભવિષ્ય એ ત્રણભેદ કાળના થાય છે, ગયેલા કાળને भूतकाल (अतीतकाल) કહે છે, એક સમયમા વર્તનારને वर्तमानकाल કહે છે, જે કાળ આવશે તેને भविष्यकाल કહે છે જે ગુણ અને પર્યાય ધારણ કરે છે તેને દ્રવ્ય કહે છે

**પ્રશ્ન**—ષડ્દ્રવ્યોની અદર દરેક ધર્મવાળાએ માનેલા તત્ત્વોનો સમાવેશ થાય છે ?

**ઉત્તર**—હા સમાવેશ થાય છે, વેદાન્તિયોએ માનેલા બ્રહ્મતત્ત્વોનો જીવદ્રવ્યમા સમાવેશ થાય છે, અને માયાનો પુદ્ગલ દ્રવ્યમા સમાવેશ થાય છે, સાખ્યદર્શને માનેલા પુરુષનો જીવદ્રવ્ય ( આત્મદ્રવ્ય ) મા સમાવેશ થાય છે અને નિશ્ચયથી प्रकृतिનો પુદ્ગલ દ્રવ્યમા સમાવેશ થાય છે, ન્યાયદર્શને માનેલા प्रमाण-प्रमेय આદિનો જીવદ્રવ્ય, પુદ્ગલદ્રવ્ય અને આકાશાદિ દ્રવ્યમા સમાવેશ થાય છે कणाददर्शने માનેલા દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ સમવાય અને અભાવ એ સાત પદાર્થનો ષડ્દ્રવ્યમા સમાવેશ થાય છે, તેને માનેલા નવ દ્રવ્યનો પણ ષડ્દ્રવ્યમા સમાવેશ થાય છે ગુણકર્મનો પણ જીવાદિ દ્રવ્યમા સમાવેશ થાય છે સામાન્ય અને વિશેષ એ બે દ્રવ્યના સ્વભાવ હોવાથી જીવાદિ ષડ્દ્રવ્યમા સમાય છે સમવાયસબધ પણ જીવાદિ દ્રવ્યનો ધર્મ હોવાથી દ્રવ્યમા સમાય છે અભાવપણ જીવાદિ દ્રવ્યોનો नास्तिधर्म હોવાથી દ્રવ્યમા સમાય છે બૌદ્ધદર્શને માનેલા વિજ્ઞાન આદિ

ર્મનો પણ જીવાદિદ્રવ્યમા સમાવેશ કથંચિત્પણે થાય છે આર્ય-સમાજીઓએ માનેલા ઇશ્વર અને આત્માઓનો આત્મદ્રવ્યમા (જીવદ્રવ્યમા) સમાવેશ થાય છે, પ્રકૃતિ પરમાણુ વગેરેનો નિશ્ચયથી પુદ્ગલદ્રવ્યમા સમાવેશ થાય છે રામાનુજ આચાર્યે માનેલા આત્માઓનો જીવાસ્તિકાયમા સમાવેશ થાય છે, તેમજ ઇશ્વરનો પણ જીવાસ્તિકાયમા સમાવેશ થાય છે, જડનો પુદ્ગલાસ્તિકાય વગેરે અજીવ દ્રવ્યમા સમાવેશ થાય છે ચાર્વાક વા જડવાદિઓએ માનેલી જડ વસ્તુઓનો પુદ્ગલાસ્તિકાય વગેરે અજીવદ્રવ્યમા સમાવેશ થાય છે ખ્રીસ્તિઓએ માનેલા ઇશ્વર, આત્મા, જીવોનો જીવાસ્તિકાય દ્રવ્યમા સમાવેશ થાય છે અને જડ વસ્તુઓનો પુદ્ગલાસ્તિકાય વગેરે દ્રવ્યમા સમાવેશ થાય છે મુસલમાનોએ માનેલા ખુદાનો તથા રૂ એટલે આત્માઓનો જીવાસ્તિકાય (ચેતનાસ્તિકાય)મા સમાવેશ થાય છે અને કિસ્મત આકાશ વગેરેનો પુદ્ગલાસ્તિકાય વગેરેમા સમાવેશ થાય છે જરથોસ્ત ધર્મ પાળનારા પારસીઓએ માનેલા ઇશ્વરનો જીવાસ્તિકાયમા સમાવેશ થાય છે સૂર્યનો જીવાસ્તિકાયમા સમાવેશ થાય છે જૈનશાસ્ત્રાધારે ચદ્ર, સૂર્ય, તારા, ગ્રહ, નક્ષત્ર જ્યોતિષ્ દેવતાઓ છે અને જે આખે દેખાય છે તે તો તેઓના વિમાનો છે સૂર્ય, ચદ્ર વગેરેના વિમાનો બહુ મોટા છે અને તે પ્રકાશવાળા છે તેથી અહીંથી પણ દેખી શકાય છે તેને એક જાતનુ તેજ (વિદ્યુત્) પારસીઓ માને છે પણ તે કઇ ઇશ્વર નથી, તેમજ અગ્નિને તે માને છે, પણ અગ્નિકાયના જીવો કઇ પરમેશ્વર પ્રત્યક્ષપણે નથી દાહક સ્વભાવથી અન્ય પદાર્થોને બાળી નાખે છે તેથી તે કઇ પરમેશ્વર માની શકાય નહીં અગ્નિકાયના જીવોનો જીવાસ્તિકાયમા સમાવેશ થાય છે અને તેના દાહક સ્વભાવવાળા શરીર વગેરેનો પુદ્ગલાસ્તિકાય દ્રવ્યમા સમાવેશ થાય છે પચભૂતવાદીઓના પૃથ્વી, અપ્, તેજસ્ અને વાયુ તત્ત્વનો પુદ્ગલાસ્તિકાય દ્રવ્યમાં સમાવેશ થાય છે અને આકાશ તત્ત્વને તેઓ કૃષ્ણરૂપવાળુ માને છે તેથી આકાશ તત્ત્વનો પુદ્ગલદ્રવ્યમા [illegible] થાય છે જે લોકો શબ્દથી આકાશની ઉત્પત્તિ થઇ તથા,

અમુક ઇશ્વરે આકાશની ઉત્પત્તિ કરી એવુ માને છે તેમનુ માનેલું રૂપી આકાશ છે તેનો પુદ્‌ગલદ્રવ્યમા સમાવેશ થાય છે વસ્તુત આકાશ દ્રવ્ય નિરાકાર અને અનાદિકાળનુ છે પણ ભિન્ન મતવા ળાઓએ માનેલા કલ્પિત આકાશનો પુદ્‌ગલદ્રવ્યમા સમાવેશ કર્યો ધર્માસ્તિકાય વગેરે દ્રવ્યો અનાદિકાળના છે અને તેઓની અનન્ત કાળની સ્થિતિ છે, તેથી તેઓનો કર્તા કોઈ નથી, કારણકે અનાદિ વસ્તુઓનો કર્તા કોઇ હોતો નથી તાર ટેલીફોન તથા ફોનોગ્રાફનો પુદ્‌ગલદ્રવ્યમા સમાવેશ થાય છે વિ ુત્ લાઇટનો પણ પુદ્‌ગલદ્રવ્યમા સમાવેશ થાય છે અગ્નિકાય સબધી જીવોનો જીવદ્રવ્યમા સમાવેશ થાય છે થાભલાઓ ઉભા કરીને તારના દોરડા વિના જે શબ્દો અથવા વર્ગણાઓ મોકલવામા આવે છે તેનો પુદ્‌ગલદ્રવ્યમા સમા થાય છે દશ્ય યત્રો વગેરેનો પુદ્‌ગલદ્રવ્યમા સમાવેશ થાય છે ભૂત પ્રેત, અને પિશાચ વગેરેનો જીવાસ્તિકાયમા સમાવેશ થાય છે દુનિયામા રહેલી સર્વ વસ્તુઓનો ષડ્‌દ્રવ્યમા સમાવેશ થાય છે સાત નય, સપ્તભગી અને આગમો વગેરેનુ જ્ઞાન છે તે શ્રુત જ્ઞાનરૂપ હોવાથી તેનો જીવદ્રવ્યમા સમાવેશ થાય છે અને સપ્તભગી વગેરેના ગ થો શબ્દાત્મક હોવાથી તે દ્રવ્યશ્રુત ગણાય છે અને તેનો પુદ્‌ગલદ્રવ્યમા સમાવેશ થાય છે સારાશ કે સર્વ વસ્તુઓનો ષડ્‌દ્રવ્યમા સમાવેશ થાય છે

**પ્રશ્ન**—ષડ્‌દ્રવ્યો નિત્ય કયા નયની અપેક્ષાએ છે અને અનિ ત્ય કયા યની અપેક્ષાએ છે ?

**ઉત્તર**—અનાદિ કાળથી દ્રવ્યાર્થિક યની અપેક્ષાએ દ્રવ્યો નિત્ય છે અને પર્યાયાર્થિક નયની અપેક્ષાએ દ્રવ્યો અનિત્ય છે

**પ્રશ્ન**—ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય દરેક દ્રવ્યોમા હોય છે ?

**ઉત્તર**—હા દરેક દ્રવ્યમા ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય રહ્યુ છે દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ દરેક દ્રવ્યોમા ધ્રૌવ્ય વ્યાપી રહ્યુ છે દાખલા તરીકે જેમ સુવર્ણ પુદ્‌ગલદ્રવ્ય છે અને રૂપ છે તે સુવર્ણમા દ્ર ાર્થિક નયની અપેક્ષાએ સમયે સમયે ધ્રૌવ્ય છે

અને સુવર્ણના કટક, કુંડળ, હાર વગેરે અનેક પર્યાયોનો ઉત્પાદ થાય છે અને તેનો વ્યય (નાશ) થાય છે તેથી પર્યાયાર્થિક નયની અપેક્ષાએ સર્વ દ્રવ્યોમા સમયે સમયે ઉત્પાદ વ્યયપણું સમજવુ આમ સ્યાદ્વાદનય પ્રમાણે દરેક દ્રવ્યોમા આ પ્રમાણે ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય વ્યાપી રહ્યુ છે તે ગુરૂગમપૂર્વક અભ્યાસ કરવાથી સમજાશે વેદાન્તિયો વગેરે એકાન્તે દ્રવ્યાર્થિક નયને માની આત્માને નિત્યજ માને છે અને બૌદ્ધો એકાન્તે પર્યાયાર્થિક નય માની આત્માને અનિત્ય જ માને છે શ્રી કેવલજ્ઞાની મહાવીર ભગવાન્ દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ આત્મા વગેરે દ્રવ્યને નિત્ય કહે છે અને પર્યાયાર્થિક નયની અપેક્ષાએ આત્મા વગેરે દ્રવ્યને અનિત્ય કહે છે સ્યાત્ (કથંચિત્) દ્રવ્ય નયની અપેક્ષાએ નિત્યત્વ અને પર્યાય નયની અપેક્ષાએ અનિત્યપણુ આત્માદિ સર્વ દ્રવ્યોમા રહ્યુ છે તેને કથન કરનારને સ્યાદ્વાદ નય કહેવામા આવે છે અપેક્ષાવાળુ સ્યાદ્વાદ દર્શન ગમે તે દર્શનવાળાઓ અમુક અપેક્ષાએ ગ્રહણ કરે છે–યજુર્વેદમા तदेजति तन्नएजति એ સૂત્રનો અર્થ નયોના અપેક્ષાવાદ વિના સિદ્ધ થતો નથી બ્રહ્મ કંપે છે અને બ્રહ્મ કંપતુ નથી આમ એક ક્ષણમા કંપન અને અકંપનપણુ જણાવ્યું તે અપેક્ષા વિના સિદ્ધ થતુ નથી લોકોમા પણ કહેવાય છે કે મારી કહેવાની અપેક્ષા અમુક કાર્યમા અમુક કારણથી જુદી છે અને ત્હારી કહેવાની અપેક્ષા અમુક કાર્યમા જુદી છે આજ રીતે સઘળી અપેક્ષાએ સહિત એક બીજા નયોની અપેક્ષાનો નાશ કર્યા વિના જે વસ્તુ ઓના ધર્મને જણાવે છે તેને સ્યાદ્વાદ અનેકાન્ત દર્શન કહેવામા આવે છે ઉત્પાદ વ્યય છે તે દ્રવ્યોમા પર્યાય નયની અપેક્ષાએ છે અને દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ નથી દ્રવ્યપણું પણ દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ છે પણ પર્યાયાર્થિક નયની અપેક્ષાએ નથી, પણ બે નયોની અપેક્ષાને ગ્રહણ કરી જે પદાર્થનુ સ્વરૂપ ગ્રહણ કરે છે તેજ અનેકાન્તવાદ–સ્યાદ્વાદ સમજવો દ્રવ્યાર્થિક ચક્ષુ અને પર્યાયાર્થિક ચક્ષુ એમ બે ચક્ષુથી સ્યાદ્વાદ દર્શન દરેક દ્રવ્યને દેખે છે ... ર્શન કહેવાય છે અને તેને અનુસરી શ્રદ્ધા

સમ્યગ્દ્રષ્ટિ કહે છે સ્યાદ્વાદ નય પ્રમાણે જ્યાત્યા પદાર્થોમા ઉત્પાદ, વ્યય અને ધ્રુવપણું જણાવી શકાય છે

**પ્રશ્ન**—ગુણનુ લક્ષણ શું છે? અને પર્યાયનુ લક્ષણ શુ છે તથા દ્રવ્યનુ લક્ષણ શું છે?

**ઉત્તર—સહભાવિગુણ ક્રમભાવી પર્યાય** દ્રવ્યનો સહભાવી ગુણ કહેવાય છે અને દ્રવ્યનો ક્રમભાવી પર્યાય કહેવાય છે જે ગુણ અને પર્યાયને ધારણ કરે છે, ગુણ અને પર્યાયથી જે કદી શુન્ય થતુ નથી અને ત્રણ કાલમા એક રૂપે રહે છે તેને દ્રવ્ય કહે છે સત્ એ દ્રવ્યનુ લક્ષણ છે અથવા ગુણ પર્યાયવત દ્રવ્ય કહેવાય છે

**પ્રશ્ન**—નવ તત્ત્વ કયા અને તેનુ શબ્દાર્થ સામાન્ય સ્વરૂપ શુ છે?

**ઉત્તર**—જીવતત્ત્વ, અજીવતત્ત્વ, પુણ્યતત્ત્વ, પાપતત્ત્વ, આસ્રવતત્ત્વ, સવરતત્ત્વ, નિર્જરાતત્વ, બધતત્ત્વ અને મોક્ષતત્ત્વ એ નવ તત્ત્વો જાણવા જ્ઞાન, દર્શન, ચારિત્ર, અને વીર્ય, સુખ વગેરે જેનામા છે તેને જીવતત્ત્વ ( આત્મતત્વ ) કહે છે જીવથી વિપરીત જે તત્ત્વ છે તેને અજીવતત્ત્વ કહે છે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, આકાશાસ્તિકાય અને કાલને અજીવતત્ત્વ કહે છે આત્માના પ્રદેશોની સાથે શુભ પરિણામે લાગનાર શુભ પુદ્ગલ સ્કધોની પ્રકૃતિઓ કે જેના વિપાક ઉદયથી આત્મા શાતા ભોગવે છે તેને પુણ્યતત્ત્વ કહે છે પુણ્યથી વિપરીત અશુભ પુદ્ગલ સ્કધો કે જે આત્માના પ્રદેશોની સાથે લાગે છે અને જેનાથી આત્મા અશાતા ભોગવે છે તેને પાપતત્ત્વ કહે છે **શુભાશુભકર્મોને** આવવાના દ્વાર રાગદ્વેષાદિને આસ્રવ કહે છે જેનાથી આત્માને કર્મલાગે નહીં તેને સવર કહે છે સમિતિ, ગુપ્તિ, પરીષહ, યતિધર્મ, ભાવના અને ચારિત્રના ભેદો સવરતત્ત્વમા ગણાય છે આત્માના પ્રદેશોને લાગેલા કર્મ જેનાથી ખરી ( ઝરી ) જાય તે એવો બાર પ્રકારનો તપ નિર્જરાતત્વમા ગણાય છે આત્માના પ્રદેશોની સાથે આઠ પ્રકારના કર્મનુ બધાવુ તેને **બન્ધતત્વ** કહે છે અને આત્માના પ્રદેશોનુ સપૂર્ણ કર્મથી મુક્ત થવુ તેને **મોક્ષતત્ત્વ** કહે છે

પ્રશ્ન—નવ તત્ત્વોનો સાત તત્ત્વમા કેવી રીતે સમાવેશ થાય છે?

ઉત્તર—નવ તત્ત્વમાથી પુણ્ય અને પાપ એ બે તત્ત્વોનો આસવમા સમાવેશ કરતા સાત તત્ત્વ ગણાય છે પુણ્ય શુભઆસ્રવ છે અને પાપ અશુભ આસ્રવ છે બે આસ્રવરૂપ હોવાથી આસવમા બેનો સમાવેશ થાય છે

પ્રશ્ન—નવ તત્ત્વ અગર સાત તત્ત્વનો ષડ્દ્રવ્યમા કેવી રીતે સમાવેશ થાય છે?

ઉત્તર—જીવતત્ત્વ તે જીવદ્રવ્યજ છે અજીવતત્ત્વનો ધર્માસ્તિકાય વગેરેમા સમાવેશ થાય છે આત્માના પ્રદેશોને લાગેલા શુભ પુદ્ગલ સ્કધરૂપ પુણ્યનો પુદ્ગલદ્રવ્યમા સમાવેશ થાય છે અને આત્માના શુભપરિણામરૂપ પુણ્યનો વ્યવહાર નયથી જીવદ્રવ્યમા સમાવેશ થાય છે આત્માના અસખ્ય પ્રદેશોને લાગેલા અશુભ પુદ્ગલ સ્કધરૂપ પાપનો પુદ્ગલદ્રવ્યમા સમાવેશ થાય છે અને આત્માના અશુભ પરિણામરૂપ પાપનો વ્યવહાર નયથી જીવદ્રવ્યના સમાવેશ થાય છે આસવતત્ત્વનુ પુણ્ય અને પાપતત્ત્વની પેઠે સમજવુ સવરતત્ત્વનો નિશ્ચયથી આત્મદ્રવ્યમા સમાવેશ થાય છે નિર્જરાતત્ત્વનો નિશ્ચયથી આત્મદ્રવ્યમા સમાવેશ થાય છે બન્ધતત્ત્વનો પુદ્ગલદ્રવ્યમા સમાવેશ થાય છે આત્માનો શુદ્ધ પર્યાયરૂપ મોક્ષ હોવાથી તેનો જીવદ્રવ્યમા સમાવેશ થાય છે આ સબધી વિશેષ સ્વરૂપ સૂત્રો તથા ગુરુગમથી સમજી લેવુ જીવના ચૌદ ભેદ, અજીવના ચૌદ ભેદ, પુણ્યના બેતાલીસ, પાપના બ્યાસી, આસવના બેતાલીશ, સવરના સત્તાવન, નિર્જરાના બાર બધના ચાર અને મોક્ષ તત્ત્વના નવ ભેદ છે

પ્રશ્ન—આઠ પ્રકારના કર્મના ભેદો કેટલા છે?

ઉત્તર—જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર અને અન્તરાય એ આઠ કર્મની એકસો અઠ્ઠાવન પ્રક[illegible]વરણીયની પાચ પ્રકૃતિ, દર્શનાવરણીયની નવ

પ્રકૃતિ, વેદનીય કર્મના બે ભેદ, મોહનીય કર્મના અઠ્ઠાવીશ ભેદ, આયુષ્ય કર્મના ચાર ભેદ, નામકર્મના એકસો ત્રણ ભેદ, ગોત્રકર્મના બે ભેદ અને અન્તરાય કર્મના પાચ ભેદ એમ સર્વ મળી આઠ કર્મની એકશો અઠ્ઠાવન પ્રકૃતિ જાણવી. તેનુ વિશેષ સ્વરૂપ કર્મગ્રંથથી જાણવુ

પ્રશ્ન—આઠ કર્મ બાધવાના મુખ્ય હેતુઓ કયા છે?

ઉત્તર—મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ એ કર્મબંધનના હેતુઓ છે

પ્રશ્ન—કર્મનો નાશ શાથી થઈ શકે?

ઉત્તર—મિથ્યાત્વાદિ હેતુઓનો નિરોધ ( નાશ ) કરવાથી કર્મનો નાશ થાય છે જ્ઞાન, દર્શન અને ચારિત્રની આરાધના કરવાથી કર્મનો નાશ થાય છે શ્રાવકધર્મ અને સાધુધર્મની આરાધના કરવાથી કર્મનો નાશ થાય છે

પ્રશ્ન—પુણ્ય, પાપકર્મની અસ્તિતા અન્ય કયા કયા ધર્મવાળાઓ માને છે? અને તેના કેટલા ભેદ પાડે છે?

ઉત્તર—સનાતન વેદાન્તિયો, આર્યસમાજીઓ વગેરે હિંદુ ધર્મવાળાઓ કેટલાક અંશે પુણ્ય અને પાપને સ્વીકારે છે પ્રારબ્ધ, સચીયમાન અને ક્રિયમાણ એ ત્રણ પ્રકારના કર્મ સ્વીકારે છે તેઓ પુનર્જન્મ સ્વીકારે છે દયા, દાન વગેરેને પણ મિથ્યાદૃષ્ટિપણામા સ્વીકારે છે અને તેથી તે લોકોમાથી કેટલાક માધ્યસ્થ દૃષ્ટિ વડે પતંજલિની પેઠે માર્ગાનુસારિપણાના સન્મુખ થાય છે. આજ કારણથી પ્રથમ મિથ્યાત્વ ગુણસ્થાનકથી તે ઉપરના ગુણઠાણે ચઢવાને યોગ્ય થઇ શકે છે કોઇ માયા, સાખ્ય પ્રકૃતિ, મુસલ્માન કિસ્મત વગેરેને કર્મના નામથી ઓળખે છે જો કે અન્ય ધર્મવાળાઓ જૈનશાસ્ત્રમા જેવુ કર્મનુ સ્વરૂપ કહ્યુ છે તેવુ જાણતા નથી તોપણ તે અમુક અંશે અસખ્યકપણે પણ કર્મને સ્વીકારે છે તેમાથી માર્ગાનુસારિના ગુણો જે પ્રાપ્ત કરે છે તેઓ મિથ્યાત્વગુણસ્થાનકથી ઉપર ચઢે છે ઇશ્વર જગતનો કર્તા છે, કર્મ

પ્રમાણે ઈશ્વર સુખદુ ખ આપે છે, વગેરે તેઓ મિથ્યાદષ્ટિપણાથી માને છે તેઓની તે ભૂલ પૂર્વે સારી રીતે જણાવી છે

**પ્રશ્ન**—પુણ્ય શાથી બધાય છે અને પાપ સાથી બધાય છે?

**ઉત્તર**—સાધુઓ તથા સાધ્વીઓ વગેરેને અન્ન-પાણી-વસ્ત્ર વસતિ-શય્યા, ઔષધ આદી આપવાથી પુણ્યબધ થાય છે સર્વ જીવોની મન, વચન અને કાયાથી દયા રક્ષણ આદિ કરવાથી પુણ્યબધ થાય છે સત્ય, ચોરીનો ત્યાગ, બ્રહ્મચર્ય, તપ, જપ, સાધુઓને નમસ્કાર, દેવ ગુરૂતીર્થની ભકિત, અને પ્રશમ્ય કષાય વગેરેને પ્રશસ્ય યોગથી સેવતા પુણ્યબધ થાય છે જીવોની હિસા, જૂઠ, ચોરી, વ્યભિચાર, પરિગ્રહમમતા, મિથ્યાત્વ પરિણામ, અ પ્રશસ્યકષાય, અપ્રશસ્તયોગ, દેવ ગુરૂ ધર્મની નિન્દ, પાપ ધર્મનો ઉપદેશ, મિથ્યાત્વધર્મની પ્રરૂપણા અને જૈનધર્મનો દ્વેષ વગેરેથી પાપનો બધ થાય છે શુભ અને અશુભ પરીણામની તીવ્ર મન્દ ધારા પ્રમાણે પુણ્ય અને પાપનો મીઠો અને કડવો રસ બધાય છે અને તે પ્રમાણે વિપાકોદયથી ભોગવવો પડે છે પુણ્યપાપના ચાર ભગ છે—

પુણ્યાનુબન્ધિ પુણ્ય, પાપાનુબન્ધિ પુણ્ય, પુણ્યાનુબન્ધિ પાપ અને પાપાનુબન્ધિ પાપ

**પ્રશ્ન**—પુણ્યથી કઇ ગતિ પ્રાપ્ત થાય છે અને પાપથી કઇ ગતિ પ્રાપ્ત થાય છે અને પુણ્યપાપનો નાશ થતા કઇ ગતિ પ્રાપ્ત થાય છ ?

**ઉત્તર**—પુણ્યથી મનુષ્ય અને દેવની ગતિ મળે છે પાપથી નરક અને તિર્યચની ગતિ મુખ્યતાએ મળે છે પુણ્ય સુવર્ણની બેડી તથા છાયા સમાન છે અને પાપ લોહીની બેડી સમાન અને તાપ સમાન છે પાપ સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે અને પુણ્ય વ્યવહારથી આદરવા યોગ્ય છે પુણ્યથી મનુષ્યગતિ, વજ્રરૂષભનારાચ સઘયણ, દેવગુરૂ ધર્મની સામગ્રી, ઇન્દ્રિય યોગ, ઉત્તમ કુળ, વગેરે મુક્તિ પ્રાપ્ત કરવાના સાધનો મળે છે જે સાધનો મુકિતના યોગ્ય હાલ પૂર્ણ ન હોય તે [illegible] ભવમા) મળે છે માટે વ્યવહારથી પુણ્ય આ-

દરવા લાયક છે તીર્થંકરે પુણ્યાનુબંધી પુણ્ય જો ન બાંધ્યુ હોત તો સમવસરણ, ઇન્દ્રો વડે થતી સેવા તથા અનેક જીવોને ધર્મોપદેશ દેઈ મોક્ષ–મુક્તિ મેળવવામા સહાયકારી થવુ વગેરે પરોપકારના કૃત્ય કરી શકાત નહી શાંતિનાથના જીવે પૂર્વભવમા પારેવાની દયા કરી તથા મેઘકુમારના જીવે હાથીના ભવમા સસલાનું દુ ખ વેઠી દયાથી રક્ષણ કર્યું વગેરેથી પુણ્ય બાંધ્યું નહોત તો ઉચ્ચ અવતાર અને તેના યોગે દેવ, ગુરૂ અને ધર્મનુ આરાધન કરવાની સામગ્રી ની પ્રાપ્તિ કરી શકત નહી, માટે વ્યવહારથી પુણ્ય આદરવા લાયક છે પાપકરતા પુણ્યનો આદર કરવો તે અનંતગણો શ્રેષ્ઠ છે મુક્તિની પ્રાપ્તિમા પુણ્ય નિમિત્ત કારણ હોવાથી ધર્મવ્યવહારનો આદર કરવો જોઇએ મુક્તિપુરી જતા પુણ્ય વોળાવાનુ કાર્ય કરે છે તેરમા ગુણસ્થાનકે પણ શાતા વેદનીયરૂપ પુણ્યપ્રકૃતિનો બંધ પડે છે નિશ્ચય નયથી આત્માના સદ્દગુણોની આરાધના કરવી જોઇએ પુણ્યથી થતી દેવલોકની પ્રાપ્તિ વગેરેની વાન્છાનો ત્યાગ કરવો જોઇએ એમ વ્યવહારનય અને નિશ્ચયનય એ બે નયને અંગીકાર કરવા જોઇએ સમ્યક્ત્વ ગુણસ્થાનક આદિ ગુણઠાણે ચઢતા આત્માના શુભ પરિણામ અને શુદ્ધ પરિણામ એમ બે પરિણામની ધારા વહે છે ગુણસ્થાનકની હદે પુણ્ય અને પાપનો ક્ષય થાય છે પુણ્ય અને પાપ પ્રકૃતિઓનો સંપૂર્ણ ક્ષય થતા ચઉદમા ગુણસ્થાનકના અન્તે મોક્ષ મળે છે પુરૂષો અને સ્ત્રીઓ વગેરે સર્વે ગુણસ્થાનકપર ચઢી સર્વ સદ્દગુણો પ્રકટાવી મોક્ષ પ્રાપ્ત કરી શકે છે

**પ્રશ્ન**—ગુણસ્થાનક કેટલા છે ? તેના નામ આપશો ?

**ઉત્તર**—૧ मिथ्यात्व गुणस्थानक २ सास्वादनगुणस्थानक ३ मिश्रगुणस्थानक ४ अविरति सम्यग्दृष्टिगुणस्थानक ५ देश विरतिगुणस्थानक ६ सर्वविरतिगुणस्थानक ७ अप्रमत्तगुणस्थानक ८ अपूर्वगुणस्थानक ९ अनिवृत्तिगुणस्थानक १० सुक्ष्म सपराय ११ उपशान्तमोह १२ क्षीणमोह १३ सयोगीकेवलीगुणस्थानक १४ अयोगिकेवलीगुणस्थानक આ ચતુર્દશ ગુણસ્થાનકનું

વિશેષ સ્વરૂપ કર્મગ્રન્થ તથા ગુરૂગમથી જાણી લેવુ હાલમા પહેલાં સાત ગુણસ્થાનક પ્રાપ્ત કરી શકાય છે સાધુઓને વ્યવહારથી છઠ્ઠું ગુણસ્થાનક હોય છે વ્રતધારી શ્રાવકોને વ્યવહારથી પાચમુ ગુણ સ્થાનક હોય છે અવિરતિસમ્યગ્દષ્ટિ શ્રાવકોને ચોથુ ગુણસ્થાનક હોય છે જેમ જેમ આત્માના જ્ઞાનાદિ સદ્ગુણો ખીલતા જાય છે તેમ તેમ ઉપરના ગુણસ્થાનકો પ્રાપ્ત કરી શકાય છે ઉપશમાદિ ગુણની વૃદ્ધિથી ઉપરના ગુણસ્થાનકો પ્રાપ્ત થઇ શકે છે જેમ જેમ રાગદ્વેષની પરિક્ષીણતા થતી જાય છે તેમ તેમ આત્માના અધ્યવસાય ઉજ્વલ થતા જાય છે અને આત્મા ઉચ્ચ ગુણની શ્રેણિરૂપ ગુણસ્થાનકોપર ચઢતો જાય છે સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યા બાદ ઉપરના ગુણસ્થાનકોપર મહેલાઇથી ચઢી શકાય છે ગુણસ્થાનક ક્રમારોહ વગેરેમા તેનુ વિશેષ સ્વરૂપ જોઇ લેવુ

**પ્રશ્ન**—મુક્તિ પ્રાપ્ત કરવામા કેટલા કારણોની જરૂર છે ?

**ઉત્તર**—મુક્તિરૂપ કાર્યની પ્રાપ્તિમા કાલ, સ્વભાવ, નિયતિ, કર્મ અને ઉદ્યમ એ પાચ કારણોની જરૂર છે અમુક કાળમા જીવ મુક્ત થઇ શકે છે ભવ્ય સ્વભાવના યોગે મુક્ત થઇ શકે છે મનુષ્યભવ, વજ્રઋષભનારાચ સઘયણ આદિની સામગ્રી પ્રાપ્તિકારક શુભ કર્મ હોય તો મુક્તિરૂપ કાર્યની સિદ્ધિ થઇ શકે છે નિયતિની મુક્તિ પ્રાપ્ત કરવામા આવશ્યકતા છે ધર્મ ધ્યાન અને શુક્લ ધ્યાનના પ્રયત્નરૂપ ક્રિયા કહો કે ઉદ્યમ કહો તેની મદદથી મુક્તિ થઇ શકે છે

**પ્રશ્ન**—જગત્મા કાર્યપ્રતિ પચકારણોની શુ આવશ્યકતા છે ?

**ઉત્તર**—હ પ્રત્યેક કાર્યપ્રતિ, પાચ કારણોની પૂર્ણ આવશ્યકતા સ્વયમેવ અનાદિકાળથી સિદ્ધ છે દૃષ્ટાંત તરીકે સમજવુ કે આમ્રવૃક્ષને આમ્રફળરૂપ કાર્યપ્રતિ અમુક ઋતુરૂપ કારણની અપેક્ષા છે આમ્રવૃક્ષમા કેરી આવવાનો સ્વભાવ છે લીમડાના વૃક્ષમા નથી તેથી સ્વભાવને કારણતા ઠરે છે કેરી ફળરૂપે જેટલી રહેવાની હોય છે તેટલી રહે છે, બાકીની ખરી જાય છે તેથી નિયતિની પણ કારણતા સિદ્ધ ઠરે છે જે જીવે આમ્રફળ તરીકે પ્રત્યેક વનસ્પતિમા ઉત્પન્ન થવાનુ કર્મ બાધ્યું હોય છે તેજ આમ્રફળ તરીકે ઉત્પન્ન થાય છે માટે આમ્રફળપતિ કર્મની પણ કારણતા

છે તેમજ ફેરીફળ તરીકે ઉત્પન્ન થનાર જીવ જો રસ ખેચનો, હવા લેવી વગેરેનો ઉદ્યમ કરે તોજ ફેરીના મોટા ફળ તરીકે ઉત્પન્ન થઇ શકે છે તેથી ઉદ્યમમા કારણતા ઠરે છે આમ દરેક અવતાર લેનાર ચતુર્ગતિ જીવોપર પચકારણોની ઘટના કરવી પચકારણોમા ઉદ્યમની પ્રધાનતા છે કર્મ પણ શુભ અને અશુભ ઉદ્યમથી ઉત્પન્ન થનાર છે, તેથી કર્મનો પણ પેદા કરનાર ઉદ્યમ જ અપેક્ષાએ ઠરે છે ભવિષ્યમા જેવા બનવુ હોય તેનુ સામર્થ્ય વર્તમાનમા કરાતા આપણા ત્રણ યોગના શુભાશુભ ઉદ્યમ ઉપર આધાર રાખે છે કોઇ અપેક્ષાએ પૂર્વકાળના કર્મ ભોગવવા માટે નિકાચિત વિપાકોદયમા કર્મનુ પ્રાધાન્ય જાણી શકાય, તોપણુ આપણે સર્વજ્ઞ ન હોવાથી કર્મનો નિકાચિત ઉદય જાણી શકતા નથી, તેથી ઉદ્યમથી પાછા હઠવુ નહીં ઉદ્યમ કરતા છતા પણ પાછુ હઠવુ પડે તો કર્મનો તીવ્ર ઉદય છે એમ અપેક્ષાએ કદાપિ માની શકાય, પણ પહેલાથી કર્મ ઉપર હાથ દેઇ બેસી રહેવુ યોગ્ય નથી ઉદ્યમથી કાર્યની સિદ્ધિ થાય છે અને કર્મરૂપ કારણ પણ સાનુકૂળ છે એમ જાણી શકાય છે ઉદ્યમથી કર્મની રાશિને હઠાવી શકાય છે ઉદ્યમથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે એમ અપેક્ષાએ માની શૂરવીર અને પ્રયત્નશીલ થવુ

પ્રશ્ન—આ ચોવીશીમા કયા ચોવીશ તીર્થંકરો થયા તેના નામ આપો અને તે સર્વેના વખતમા સર્વમત્રશિરોમણી કયો મત્ર ગણાય છે ?

ઉત્તર—આ ચોવીશીમા ચોવીશ તીર્થંકરો થયા છે તેના નામ—રૂષભદેવ, અજિતનાથ, સભવનાથ, અભિનદન, સુમતિનાથ પદ્મપ્રભુ સુપાર્શ્વનાથ, ચદ્રપ્રભુ, સુવિધિનાથ, શીતલનાથ, શ્રેયાસ નાથ, વાસપુજ્ય, વિમલનાથ, અનન્તનાથ, ધર્મનાથ શાન્તિનાથ, કુથુનાથ, અરનાથ, મલ્લિનાથ, મુનિસુવ્રતસ્વામી, નમિનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ અને મહાવીરસ્વામી—આ ચોવીશ તીર્થંકરોએ સસારનો ત્યાગ કરી દીક્ષા અગીકાર કરી કેવલજ્ઞાન પ્રગટાવ્યુ હતુ, અને કેવલજ્ઞાનવડે સર્વ જગતના પદાર્થો એક સમયમા જાણ્યા હતા તેઓએ સમવસરણોમા બેસી કેવલજ્ઞાનવડે દેશના દેઈ સર્વ પદા

ર્મેનુ સ્વરૂપ અને મુક્તિનો માર્ગ બતાવ્યો આત્માના અનન્ત ગુણોપર કર્મનુ આવરણ અનાદિ કાળથી છે તેને હઠાવી આત્માના અનન્તા ગુણો ખીલવવાના ઉપાયો તેઓએ બતાવ્યા છે સાધુધર્મ, શ્રાવકધર્મ, જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણની સપૂર્ણ પ્રાપ્તિ તે મોક્ષ એમ તેઓએ જણાવ્યુ છે તેમજ સર્વ મત્રશિરોમણિ નવકાર મત્રને સર્વ તીર્થંકરો કેવલજ્ઞાનથી બતાવે છે તે આ પ્રમાણે

णमो अरिहंताण, णमो सिद्धाण णमो आयरियाण, णमो उव-ज्झायाण, णमो लोए सव्वसाहूण, एसो पचनमुक्कारो, सव्वपाव-प्पणासणो, मगलाण च सव्वेसिं पढम हवइ मगल ॥ १ ॥

ભાવાર્થ—રાગદ્વેષને જીતનાર એવા અર્હન્તોને નમસ્કાર થાઓ આઠ પ્રકારના કર્મ દોષ ટાળેલા છે જેઓએ એવા સિદ્ધોને નમસ્કાર, ધર્મના આચારને પાળનાર આચાર્યને નમસ્કાર, ઉપાધ્યાયને નમસ્કાર, લોકમા રહેલા સર્વ સાધુઓને નમસ્કાર, આ પચ નમસ્કાર સર્વ પાપનો નાશ કરનાર છે સર્વ મગલમા પ્રથમ મગલ છે આવા પચપરમેષ્ઠિઓનુ તેઓની મૂર્તિદ્વારા ધ્યાન ધરી તેઓના સદ્‌ગુણો પોતાના આત્મામા પ્રગટાવવા પચપરમેષ્ઠિના ગુણો પ્રાપ્ત કરવા એ જ તેમની ભક્તિનો ઉદ્દેશ છે આ નવકાર મત્રનુ સ્વરૂપ સમજીને આત્મામા ઉતારનાર મનુષ્યો દુર્ગુણોનો નાશ કરી અનન્તજ્ઞાન દર્શનાદિ સદ્‌ગુણોને પ્રાપ્ત કરી પરમાત્મપદ મેળવે છે પોતાના બળ ઉપર દૃઢ વિશ્વાસ રાખી ધર્મોદ્યમ કરવામા આવે તો નમસ્કારમત્રથી આત્મા પ્રતિદિન અશુભ લેશ્યાને તજીને શુભ લેશ્યાને અગીકાર કરતો છતો પાચ પ્રકારના શરીરનો નાશ કરી મુક્ત પરમાત્મા બને છે

પ્રશ્ન—લેશ્યાઓ કેટલી છે ? અને તેમા શુભાશુભ કેટલી છે ? તેમજ પાચ પ્રકારના શરીરના નામ આપશો ?

ઉત્તર—લેશ્યાઓ છ છે કૃષ્ણ લેશ્યા, નીલ લેશ્યા, કાપોત લેશ્યા, તેજો લેશ્યા, પદ્મ લેશ્યા, શુકલ લેશ્યા આ છમાથી આદ્ય ત્રણ અશુભ છે અને [illegible] અને શુકલલેશ્યા એ ત્રણ શુભ છે

જેમ જેમ આત્મા ઉચ્ચ ગુણોનો અભિલાષી થાય છે અને પોતાનુ સ્વરૂપ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે તેમ તેમ આત્માની સાથે સબધ ધરાવતી શુભ લેશ્યાઓ પ્રકાશતી જાય છે ઉત્તરાધ્યયનસૂત્ર, અને તત્ત્વાર્થસૂત્ર વગેરેથી વિશેષત લેશ્યાનું સ્વરૂપ જાણવુ દ્રવ્યલેશ્યા અને ભાવલેશ્યા એમ લેશ્યાના બે ભેદ છે દ્રવ્યલેશ્યાઓ પુદ્ગલરૂપ હોવાથી તેના વર્ણો વગેરેનુ ઉત્તરાધ્યયનમા વર્ણન કર્યું છે ભાવ લેશ્યા અધ્યવસાયરૂપ છે ભાવ મનનો નાશ થતા ભાવલેશ્યાનો પણ નાશ થાય છે ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ એ પાચ પ્રકારના શરીર છે તિર્યંચ ગતિમા અને મનુષ્યગતિમા ઔદારિકશરીર હોય છે દેવતાઓ અને નારકીના જીવોને વૈક્રિયશરીર હોય છે વૈક્રિયશરીરના બે ભેદ છે ૧ ભવપ્રત્યયિક વૈક્રિય શરીર અને ૨ લબ્ધિપ્રત્યયિક વૈક્રિય શરીર, ભવપ્રત્યયિક વૈક્રિય શરીરના બે ભેદ છે મૂળ વૈક્રિયશરીર અને ઉત્તરવૈક્રિય શરીર, દેવના તથા નારકીના જીવોને ભવપ્રત્યયિક વૈક્રિય શરીર હોય છે, મૂળ વૈક્રિયશરીરને આયુષ્યપર્યંત ધારણ કરે છે અને પ્રસગે અનેક ઇચ્છાઓવડે ઉત્તર વૈક્રિય શરીરોને ધારણ કરે છે મનુષ્યો તથા તિર્યંચો લબ્ધિના બળે વૈક્રિયશરીરને ધારણ કરે છે ઔદારિક વૈક્રિયશરીરસબધી સામાન્યત આ પ્રમાણે સ્વરૂપ સમજવુ આહારકશરીરને ચતુર્દશ પૂર્વધર ધારણ કરી શકે છે તૈજસ, અને કાર્મણ એ બે પ્રકારના શરીરોને દેવતા મનુષ્ય તિર્યંચ અને નારકી એ ચાર પ્રકારના જીવો ગમે ત્યા જાય તો પણ સાથેજ લઇ જાય છે ચાર ગતિમા દરેક જીવને અનાદિકાળથી કાર્મણ અને તૈજસ એ બે શરીર સાથે હોય છે સસારમા છેલ્લી વખતે ચઉદમા ગુણઠાણાના અન્તે એ બે પ્રકારના શરીરનો ત્યાગ કરી જીવ મુક્તિમા જાય છે, મનુષ્યગતિમા ઔદારિક, વૈક્રિય આહારક, તૈજસ અને કાર્મણ એ પાચ શરીર હોય છે, ધાતુઆદિનુ ઔદારિકશરીર બને છે લબ્ધિથી વા ભવપ્રત્યયથી વૈક્રિયશરીર બને છે આહારક શરીર મુઠાહાથ પ્રમાણ હોય છે તૈજસશરીર આહારનુ પાચન કરે છે આઠ કર્મના વિકારથી કાર્મણ શરીર બન્યું છે તિર્યંચ ગતિમા આહારકવિના ચાર શરીર હોય છે દેવ તથા

નરક ગતિમા વૈક્રિય તૈજસ અને કાર્મણ એ ત્રણ શરીર હોય છે તૈજસ અને કાર્મણ એ બે શરીર સૂક્ષ્મ છે સર્વ શરીરનુ બીજની પેઠે મૂળકારણ-કાર્મણ શરીર છે અન્ય વેદાન્ત વગેરે દર્શનમા સ્થૂલ સૂક્ષ્મ દિવ્યલિગ કારણ વગેરે શરીરના ભેદો નામમાત્ર કહ્યા છે તત્ત્વાર્થસૂત્ર, પ્રજ્ઞાપના, અને વિશેષાવશ્યક વગેરેથી તથા ગુરુગમથી પાચ પ્રકારના શરીરોનુ વિશેષસ્વરૂપ અવબોધવુ (સમજવુ) જેમ જેમ શ્રુતજ્ઞાનનો અનુભવ વધતો જાય છે તેમ તેમ શરીરોનુ જ્ઞાન વધતુ જાય છે

પ્રશ્ન—જ્ઞાનના કેટલા પ્રકાર છે ? તેના નામ આપો

ઉત્તર—જ્ઞાનના પાચ ભેદ છે-મતિજ્ઞાન શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મન-પર્યવજ્ઞાન, અને કેવલજ્ઞાન, વિશેષાવશ્યક, નદી સૂત્ર, અને તત્ત્વાર્થસૂત્ર વગેરેમા અધિક વિસ્તારથી જ્ઞાનના ભેદોનુ વર્ણન કરવામા આવ્યુ છે મતિજ્ઞાનના અઠ્ઠાવીશ ભેદ છે શ્રુતજ્ઞાનના ચતુર્દશ અથવા વીશ ભેદ છે અવધિજ્ઞાનના અસખ્ય ભેદ છે પણ મુખ્ય ૭ ભેદ છે, મન પર્યવજ્ઞાનના બે ભેદ છે અને લોકાલોક પ્રકાશક કેવલજ્ઞાન એકજ છે પાચ ઇન્દ્રિયો અને છઠ્ઠા મનથી આત્મામા મતિજ્ઞાનનો પ્રકાશ થાય છે સર્વજ્ઞની વાણી દ્વારા આત્મામા શ્રુતજ્ઞાન ઉત્પન્ન થાય છે મતિ અને શ્રુત એ બે ઇન્દ્રિયો અને મનના સબધને લેઈ ઉત્પન્ન થાય છે તેથી તે પરોક્ષજ્ઞાન ગણાય છે આત્માના ક્ષયોપશમદ્વારા પ્રત્યક્ષપણે મર્યાદાપૂર્વક રૂપી પદાર્થનુ જ્ઞાન થાય છે તેને અવધિજ્ઞાન કહે છે આત્માના ક્ષયોપશમ જ્ઞાનદ્વારા સાક્ષાત્ અન્ય મનુષ્યોના મન પર્યાયને જાણી શકાય છે તેને મનઃપર્યાયજ્ઞાન કહે છે, રૂપી અને અરૂપી સર્વ પદાર્થોને સપૂર્ણપણે સાક્ષાત્ જેનાથી જાણી શકાય છે તેને કેવલજ્ઞાન કહે છે જ્ઞાની ગીતાર્થ ગુરુદ્વારા વિશેષ સ્વરૂપ જાણવુ અત્ર વિસ્તારના ભયથી અતિ સક્ષેપમા જ્ઞાનનુ સ્વરૂપ જણાવ્યુ છે

પ્રશ્ન—રામ અને રાવણ, હનુમાન, તેમજ પાડવો કૌરવો અને શ્રીકૃષ્ણ વગેરે કયો ધર્મ પાળતા હતા ?

[illegible] ર્મ પાળતા હતા જૈનશાસ્ત્રોમા તત્સબધી

ઘણા લેખો જોવામા આવે છે શ્રીકૃષ્ણ, શ્રીનેમિનાથ ભગવાનના અવિરતિ સમ્યગ્ દૃષ્ટિ (ચોથા ગુણસ્થાનકને ધારણ કરનાર પણ પચ્ચખાણને ન કરનાર) શ્રાવક હતા તેઓ આવતી ચોવીશીમા અમમ નામના તીર્થંકર થશે સગરચક્રવર્તિ વગેરે પૂર્વે ઘણા જૈન રાજાઓ થયા છે

**પ્રશ્ન**—પૂર્વે ચાર વર્ણ શુ જૈનધર્મ પાળતી હતી ?

**ઉત્તર**—હા પૂર્વે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એ ચારે વર્ણ જૈનધર્મ પાળતી હતી મન, વચન અને કાયા એ ત્રણ યોગથી શુભ પ્રવૃત્તિ કરી આત્માની ઉદય દશા કરતી હતી શ્રીનેમિનાથ ભગવાનની પશ્ચાત્ અને આજથી પ્રાય પાચ હજાર વર્ષ પૂર્વે ચારે વર્ણ પ્રાય જૈનધર્મ પાળતી હતી પણ તે સમયમા એટલે પાચ હજારવર્ષ લગભગમા મગર તે પછી વેદધર્મીઓનુ જોર વધવા માડયુ—તોપણ શ્રી પાર્શ્વનાથ અને શ્રી મહાવીરસ્વામી તીર્થંકર પર્યંત ચારે વર્ણ જૈનધર્મ પાળતી હતી, એમ જૈન ઐતિહાસિક પુરાવા છે શ્રીમહાવીરસ્વામીએ પશુહોમયજ્ઞનો નિષેધકારક ઉપદેશ આપ્યો, શ્રીમહાવીર પ્રભુના શિષ્ય અગીયાર ગણધરો થયા તે બ્રાહ્મણ હતા અઇમુત્તા શ્રેણિક ચેટક રાજા અને જમાલી વગેરે ક્ષત્રિય હતા આનન્દાદિ શ્રાવક વૈશ્ય હતા, આર્દ્રકુમાર અનાર્ય હતા, પ્રાય અરબસ્તાનના તે હોવા જોઇએ તે પણ શ્રી વીરપ્રભુના સાધુ થયા છે મેતાર્યમુનિ ચડાળકુળમા ઉત્પન્ન થયા હતા, તેથી તે શુદ્ર હતા, તોપણ તે જૈનસાધુ થયા હતા, જૈન ધર્મ પાળવામા નાતજાતનો ભેદ પ્રતિબધક નથી શ્રીમહાવીર સ્વામીના નિર્વાણ વખતે અઢાર દેશના જૈન રાજાઓ અમુક કાર્ય પ્રસગે ભેગા થયા હતા અસલત પૂર્વે ભારતવર્ષમા (હિદુસ્થાનમા) કરોડોના પ્રમાણમા જૈનધર્મીઓની સખ્યા હતી

**પ્રશ્ન**—તીર્થંકરો ક્ષત્રિયકુળમા કેમ અવતરે છે ?

**ઉત્તર**—પ્રજાનુ રક્ષણ, પાલન કરનાર ક્ષત્રિયકુળ ગણાય છે દાન દેવુ, શૂરવીરપણુ વગેરે ગુણો ક્ષત્રિયકુળમા વિશેષ હોય છે તેથી તેવા ઉત્તમ કુળમા પુણ્યાનુબધિ પુણ્યયોગે તીર્થંકરો જન્મે છે ક્ષત્રિયકુળ (હાલમા કહેવાતા સૂર્યવશી રજપુતોના

કુળ)મા તીર્થંકરો જન્મે છે તેથી તો સ્વયમેવ સિદ્ધ થાય છે કે જૈનધર્મ-રાજધર્મ છે કારણ કે તે ધર્મના પ્રવર્તકો રાજાઓ હતા અને તેમના વશજો પણ રાજાઓ છે પણ કાળયોગે રાજાઓ વેદધર્મી-કેટલાક સૈકાથી બનતા ગયા

પ્રશ્ન—જ્યારે પૂર્વે ચારે વર્ણ જૈનધર્મ પાળતી હતી ત્યારે હાલ કેમ ઘણા ભાગે વણિક્કોમ જૈનધર્મ પાળે છે ?

ઉત્તર—દારૂપાન, માસ અને વ્યભિચાર આદિ દુર્ગુણધારક વામમાર્ગી દેવીભક્તો વધતા ગયા તેમ તેમ અજ્ઞ રાજાઓને તેવાના પાપમય ઉપદેશો લાવતા આવવાથી અને એવાજ બીજા અનેક કારણોથી રાજાઓ અન્ય ધર્મમા દાખલ થવા લાગ્યા તેથી જૈન ધર્મીઓનુ ખરાબ રાજાઓના ત્રાસથી જોર ઘટવા માંડયુ તેથી ક્ષત્રિયવર્ગ કે જે શુદ્ધ જૈનધર્મ પાળનારો હતો તેને જુદો પાડી દીધો, તેથી તે મિથ્યાત્વી બનતા બચી ગયા કોહુ ત્યાગી કાપી નાખવાની પેઠે ક્ષત્રિય વગેરે જાતિને તે ખરાબ ધર્મમા દાખલ થએલાથી જુદી કરી, અને તે ક્ષત્રિયવર્ગ કે જે ક્ષત્રિયરાજાઓના વશજો હતા તે વ્યાપાર વગેરેથી પ્રાય વિશેષત આજીવિકા ચલાવવા માડયા તેથી તે વણિક કહેવાયા આ પ્રમાણે જૈન ધર્મીઓની સખ્યા અન્ય ધર્મીઓના જોરથી ઘટી હાલ જે રાજાઓ તથા અન્ય વણિકો વગેરે છે તેઓના વશજો પૂર્વે જૈનધર્મ પાળતા હતા હાલ જે જૈનો વણિકતરીકે છે તે અસલ ક્ષત્રિયો છે જૈનધર્મના આચાર્યોએ બનતી સેવા બજાવી છે જ્યારે પર દેશીના હુમલા વગેરેથી ભારતવર્ષની જાતિયો વિદ્યા પુસ્તક વગેરેના નાશથી મૂર્ખ બનવા લાગી તેમ તેમ તેઓની સ્થૂલ બુદ્ધિ થઇ અને તેથી તેઓને અન્ય ધર્મના આચાર્યોએ મોટો મોટો સ્થૂળ ધર્મ કે જે સમજ્યાવિના પણ ઉપરથી બની શકે એવો સ્વમતિ કલ્પનાથી બતાવી પોતાના ભક્તો બનાવી લીધા, તેથી સનાતન જૈનધર્મીઓની સખ્યા ઘટતી ઘટતી પ્રાય ચૌદ લાખની હાલ ગણાય છે પન્નરમા સૈકા લગભગમા દક્ષિણમા જૈનધર્મી રાજા હતો તેરમા સૈકામા કુમારપાળ જૈનરાજા થયો ચાવડા તથા સોલકી રા   વખતમા જૈનોને સહાય મળી વલ્લભીપુ

બહાદુર બનવુ જોઇએ, વ્યાવહારિક અને ધાર્મિક કેળવણીનો સારી રીતે અભ્યાસ કરવો જોઇએ ગુરૂઓની ભક્તિ કરવી જોઇએ તન મન-ધન અને સત્તાથી જૈનધર્મનો ફેલાવો કરવો જોઇએ અન્યધર્મી એકને જૈનધર્મી બનાવતા તીર્થયાત્રા જેટલુ ફળ થાય છે તેમ સમજી જૈનોની ગણત્રી વધારવા યથાશક્તિ ખરા અંતઃકરણથી પ્રવૃત્તિ કરવી જોઇએ સદાચાર સેવવો જોઇએ મંત્રયોગ અને સમાધિ વગેરેનો ઉદ્ધાર કરવો જોઇએ, જમાનાને અનુસરી ખરા જૈન બનવા તથા અન્યને બનાવવા આત્મભોગ આપવો જોઇએ સામાન્ય ગચ્છક્રિયાના ભેદે કલેશ કરી લડી ન મરવુ જોઈએ, વિશાલ દૃષ્ટિથી અન્ય ધર્મીઓને પોતાના સદ્ગુણોથી જૈનધર્મપ્રતિ આકર્ષી જૈન બનાવવા જોઇએ, ચતુર્વિધ સંઘની ઉન્નતિ કરવી જોઈએ, ઇત્યાદિ ઉપાયો જાણી તે પ્રમાણે આચારમા મૂકવા શ્રી ચતુર્વિધ તીર્થની ઉન્નતિ માટે જમાનાને અનુસરી કુરીવાજોનો નાશ કરી સુધારા દાખલ કરવા જોઇએ, અન્ય કોમો પાટીદાર અને ભાવસાર વગેરે જે જે હજુ સુધી પણ જૈનધર્મ પાળતી આવી છે તેને મદદ કરવી જોઇએ, લક્ષાધિપતિ ગૃહસ્થ જૈનોએ પ્રથમ જૈનધર્મની ઉન્નતિ માટે ધનનો વ્યય કરવો જોઇએ ગમે તે જાતિ, પ્રથમની ચાર વર્ણની પેઠે ગૃહસ્થાવાસમા ગમે તે રીતે કર્મયોગે આજીવિકા ચલાવતા છતા પણ જૈનધર્મની પૂર્ણશ્રદ્ધા તથા યથાશક્તિ વિરતિપણાના અંશોને ધારણ કરી શકે છે તેમ સમજી દરેક જૈનોએ જૈનધર્મની પૂર્ણ શ્રદ્ધા ધારણ કરવી જોઈએ અને યથાશક્તિ વિરતિપણાના અંશોને પણ ધારણ કરવા જોઈએ, અધ્યાત્મ યોગવિદ્યાની ખીલવણી કરવી જોઇએ જૈનધર્મની સેવા માટે પોતાના પ્રાણને પણ હિસાબમા ન ગણવો જોઇએ, દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવને અનુસરી ધર્મ ક્ષેત્રોની ઉન્નતિ કરવી જોઈએ, સાધુઓ અને સાધ્વીઓએ ધાર્મિકજ્ઞાનનો પરિપૂર્ણ અભ્યાસ કરવો જોઇએ તથા ગામોગામ ફરી ઉપદેશ દેવો જોઇએ, દરેક લોકોને ગમે તે ભાષામા જૈનધર્મનુ તત્ત્વજ્ઞાન સમજી શકાય એવા પુસ્તકો રચવા જોઇએ, જૈનધર્મપર પૂર્ણરાગ ધારણ કરવો જોઇએ, વૈરવિરોધ અ૦ દુર્ગુણોનો ત્યાગ કરવો જોઇએ, વ્યવહાર

અને નિશ્ચયનયપૂર્વક જૈનધર્મનુ આરાધન કરવુ જોઇએ, જ્ઞાની ગીતાર્થોની સલાહ લેઈ જૈનધર્મોન્નતિના ઉપાયોમા ધૈર્ય ધારણ કરી પ્રવૃત્તિ કરવી જોઈએ, ગુણાનુરાગ ધારણ કરી પડતા જૈનોને પણ સહાય કરી ઉચ્ચ કરવા જોઇએ, વ્યવસ્થા ક્રમનો નિશ્ચય કરી કાર્ય કરવા જોઇએ ભિન્ન ભિન્ન ક્રિયાના ભેદવાળા સાધુઓએ પરસ્પર સપીને ચાલવુ જોઈએ, માનસિક સકલ્પબળ વધારવુ જોઇએ, યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ યોગના અષ્ટ અગોનુ જૈનશૈલીથી સ્વરૂપ સમજી આત્મોન્નતિ તથા અન્યોની ઉન્નતિ કરવી જોઈએ ઇત્યાદિ ઉપાયોથી જૈનધર્મની ઉન્નતિ અને ફેલાવો થઇ શકે છે જૈનધર્મના શ્રદ્ધાળુઓને જૈનધર્મની સેવા બજાવતા શાસનદેવતાઓ સહાય થાઓ અને જૈનધર્મની ઉન્નતિ કરનારાઓ મગલમાલા પામો એમ લખકનો આશીષ છે હે શાસનદેવતાઓ ! જગતની શાતિ અને ભલામાટે સત્ય એવા જૈનધર્મનો ફેલાવો કરવા લખકને (મ્હને) સહાય થાઓ

ॐ शान्ति शान्ति शान्ति

श्रीवीरजिनेश्वरस्थापितसघपरपराया श्वेताम्बरधर्मनायक श्रीहीर विजयसूरिशिष्य श्रीसहजसागरोपाध्यायशिष्यपरपराया श्रीमयासागरमुनिशिष्यक्रियोद्धारकश्रीनेमसागरमुनिवर्य शिष्य महाप्रतापी श्रीरविसागरमहाराजजी तच्छिष्य चारित्रपरायण श्रीसुखसागरमुनिराज तच्छिष्य योगनिष्ठमुनि बुद्धिसागरसूरितत्त्वदीपिका ग्रन्थ सपूर्ण

ॐ शान्ति ३

अर्हम्